# ઈરાનના બાદશાહ જહાંગીરના છોકરા અસાધ અને અમન્યાની વારતા.

## તેની બેન અફ્રુખુ સહેજાદીની બહાદુરી.

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર,

ત્રવાડી. માધવજી પ્રેમજી,

તથા

પટેલ. બાપુજી ગોકળદાસ.

અમદાવાદ

"વિજય પ્રવર્તક" પ્રેસમાં છાપી.



સંવત ૧૯૫૦. સને ૧૮૯૩.

કીંમત ૦-૬-૦

# ઈરાનના બાદશાહ જહાંગીરના છોકરા અસાબ્ર અને અમન્યાની વારતા.



## તેની બેન બદ્રુબુ સહેજાદીની બહાદુરી

અસલના વખતમા ઈરાન દેશમા તહેરાન કરીને નગ્ર છે તેમાં જરથોસ્ત ધર્મ પાળનારો અગિન ઉપાશક જહાગીર નામનો બાદશાહ રાજ કરતો હતો, તેને બેસુમાર લશ્કર હતુ વળી જર ઝવેરનો તો પારજ નહીં, તેને અખુટ ખજાનો હતો, તે બાદશાહ નેકી ટેકીનો પાક હતો, તેમ પોતાની રૈયત ઉપર રે'મ નજરથી જોતો, તેને અદલ ઇન્સાફ આપતો, તેને ચોરાશી હરમો હતી, તે છતા બાદશાહને ફરજન નહોતુ તેથી ઉદાસ રહેતો હમેશ આતશ બેહેરામની ભકિત કરી ખુદાના શુકરાણ કરતો, અને દરીયાની બદગી કરી ખાણુ ખાતો, સૂરજની સ્તુતિ કરી કહેતો કે એ ખાવદાદ મારે પેટ ફરજન નથી તેથી ઉદાસ છુ. તુ મારા ઉપર મહેરબાની કરી બે સેહેજાદા અને એક સેહેજાદી આપશે તો હું તારો પાડ માનીશ એમ હમેશા કહેતો તે એક વખત પોતે એકલો મધરાતને સમે નગ્રમા ફરવા નીકળ્યો, તે વારૂધર મડપ જોઇને સોદાગરોની શેરીએ ગયો તેના ભભકાદાર દિવાનખાનાઓ, બેઠકો, બાગ, બગીચા, મેહેલ વિગેરે જોઇને ખાસ બજારે આવ્યો તે શેહેરનો ભભકાદાર બજાર જોઇ નાણાવટમાં થઇ કદોઇ ઓળમા ગયો, અને જુએછે તો તરેહવાર વાનીઓ, પકવાનો જોઇ ખુશી થયો કે મારા

શેહેરમા મારાબી ખાણા જેવુ ખાણુ પકવનાર યા લેનાર શોખી લોકો ઘણા છે તેમ ભઠીઆરા લોકો કબાબ, મટ્ટર, નાન, પુલાવ, ફ્રગોસ્ત, ડબલરોટી, બીરકુટ, જુજલી માછલી વિગેરે તરેહવાર લેહેજતદાર ગરમા ગરમી ખાણુ એક અશ્રફી આપી લીધુ, વળી એક જામ દારૂનો લઈ આરામ બાગમા ગયો, તેને કોઇ ઓળખી શકતુ નથી કેમકે તેણે શોદાગરનો પોશાક પેહેરેલો હતો તેથી અમીર ઉમરાવો બેઠેલા હતા તેણે પોતાના શાહને પીછાણ્યો નહીં અને બાદશાહ ખાણુ ખાઇ હોજમા વજુ કરી કસતી બદગી કરી તે અમીર ઉમરાવના મેહેલ્લમા ગયો. એટલામા બરજોખ શોદાગરનો મેહેલ તેની નજરે પડયો તે જોઈ બાદશાહ ઘણો ખુશી થયો તેના દિવાનખાનામા બરજોખની બે છોકરીઓ પુનમના ચદના જેવી કાન્તીવાળીઓ બેઠી હતી. તે એક બીજીને કહેવા લાગી કે ઓ મહાગે વહાલી બેન, મલીકાજરીપુસ જે કદી બાદશાહનો ખોજો (ગુલામ) મારી સાથે નેકા કરે તો હુ બાદશાહના કરતા અધિક સુખ ભોગવુ કેમકે તેનુ લેહેજતદાર ખાણુ પહેલુ અમારા હાથમા આવે, તેથી મજેદાર ખાણુ ખાઈ વળી હરમોના પોશાક તરેહવાર મને મળે તેમ હીરા માણેક જડેલા તખ્તો કીંવા રેશમના ગાલીચા બીછાવેના હોય તેના ઉપર વખત બે વખત બેસવાની મજા પડે ઓ મારી વહાલી બેન, હુ મારા નેકા કાનરોજ શાહના હજુરી ગુલામની સાથ કરવાની તેતુ નીશ્ચે જાણુ તેવે મલીકાજરીપુસે કહ્યુ કે જો કદી બાદશાહ મારી સાથે નેકા કરે તો હું તેને બે સેહેજાદા અને એક સેહેજાદી જણી આપુ, કેમકે બાદશાહને ચોરાશી હરમો છતા ફરજન નથી, તેથી હમેશ ઉદાશ રહે છે. ઓ પુલજરીપુસ મારી મોટી બેન તુ ખવાસ ઉપર ખુશી થઇ તેની સાથે નેકા કરશે

તો હું બાદશાહની સાથે નેકા કરવાની છું એવા મલીકાના મુખ-
માંથી શબ્દ નીકળ્યા તે બાદશાહે કાનોકાન સાભળ્યા, તેથી શાહની
અશ્રુતિનો પારજ રહ્યો નહીં યા ખુદા પાક પર્વરદીગર તુ માલક છો
તારા સિવાય દુનિયામાં બીજો કોઇ નથી ઓ આતસ બહેરામ જર-
તોસ્ત ધર્મના આગેવાન તુહીતુહી એમ ખુદાની શુકરાત કરી પો-
તાના રાજ મેહેલ તરફ ગયો, અને આરામ લઈ વહાણું વાયે ઉઠીને
સૂર્યની બંદગી કરી કસતી ફેરવી દરિયાકિનારે ગયો, એટલામા ફુલ-
જરીનપુસે બાદશાહના હજુરી ગુલામને બોલાવી તેની સાથે નકો કરી
બાદશાહના મેહેલમા ગઇ અને હરમની લોડી થઇ રહી, બાદશાહ
બંદગી કરી રાજમેહેલમા આવ્યો, અને એણે ખાણુ ખાધુ એટલા-
મા ખોજાએ આવી ખબર આપી કે બરજોખ સોદાગરની છોકરી
ફુલજરીનપુસના નેકા આપના હજુરી ગુલામની સાથે કર્યા તે ન-
ફરને ખુબસુરત નાજની મળી તેથી ફુલીને ઢોલ થયો છે તે બા-
ના બાદશાહે સાભળી તેથી યાદ આવ્યુ કે કાલ રાત્રે હુ બરજોખ-
ના મેહેલ આગળ ઉભેલો હતો તે વખતે તેની છોકરી મલીકાજરી-
પુસ કહેતી હતી કે હુ બાદશાહને બે સેહેજાદા યા એક સેહેજાદી
જણી આપુ એમ કરી ખોજાને હુકમ કર્યો કે તું જલદી બરજોખ
સોદાગરને ઘેર જા, અને તેને કહેજે કે તારી છોકરી મલીકાજરી-
પુસની જોડે નકો કરવા બાદશાહ આવે છે માટે તુ તારી તૈયારી-
મા રહેજે બાદશાહના એવા હુકમ સાંભળી ખોજો બરજોખપાસે
ગયો અને તેને કહેવા લાગ્યો કે બાદશાહે હુકમ ફરમાવ્યો છે કે તા-
રી છોકરીના નકો કરવા આજરોજ બાદશાહ આવવાનો છે માટે તુ
તારૂ દિવાનખાનુ શણગારી તૈયાર રહેજે એવુ ખોજાનુ બોલવુ
સાંભળી બરજોખના હરખનો પારજ રહ્યો નહીં. તે ખુદાની શુકરાન

કરી કસની ફેરવી હરખભેર પોતાની બૈરી યા છોકરી પાસે ગયો ને તેને કહેવા લાગ્યો કે આજે આપણી મલીકાજરીપુસને બાદશાહની જોડે પરણાવવાની છે માટે ચાકર નફરને હુકમ કરો કે, દિવાનખાના શણુગારે એટલામા નફર ચાકર આરીને તરહેવાર જરીના ગાલીચા યા સોના રૂપાના તખ્ત, ખુરસીઓ, સીહાસનો ગોઠવવા લાગ્યા, તેમ હીરા, માણેક, આકુત જર, ઝવેરનાં, તોરણ બાધ્યા તરેહવાર બીલોરના તખ્ત મુકયા, હાડીઓ, જમરૂખ, વાલ્સર વિગેરે તરેહવાર રૂસની કરી તેથી મેહેલ બામદાહ થઈ ખુશી ખુરમીથી ગાજવા લાગ્યો વિવિધ પ્રકારના વાજીત્ર વાગવા માડયા, બરજોખનાં સગાવહાલા યા બીજા સોદાગરો કીવા વેપારીઓ એકઠા થયા. બાદશાહની સ્વારી ભભકાદાર સેહેરમા ફરી બરજોખને ઘેર આવી, તેની સાથે અમીર ઉમરાવો યા અધ્યારૂયો આવ્યા બરજોખ બાદશાહની સામો આવ્યો અને અદબથી સલામ કરી બચ્ચી લઈ શાહને પોતાના મેહેલમા લઇ ગયો અને તેની સાથે સર્વ દરબારીઓ ગયા બાદશાહ હીરા માણેકના શણુગારેલા તખ્ત ઉપર બેઠો અને સર્વ દરબારીઓએ અદબથી સલામ કરી સૌ સૌને ઠેકાણે બેઠા, અધ્યારૂ લોકો ભણવા માડયા, લગ્નક્રિયાની બરજોખે તૈયારી કરી પોતાની છોકરી મલીકાને જર ઝવેરથી શણગારી બાદશાહની પાસે બેસાડી, આતસ બેહેરામની પુજા કીધી, અધ્યારૂએ જરતોસ્ત ધર્મ પ્રમાણે લગ્નક્રિયા કરાવી સબાજનો ખુશી થયા, ખાણુ તૈયાર થયુ, સરાબની જામો ઉડવા માડી, ગ્લાસ ગટગફાટ ઉડવા માડયા, ઘોસ, પુલાવ, નાન, કબાબ, ડબલરોટી, બીસ્કુટ યા તરેહવાર પકવાનો વાનીઓની રકાબીઓ ટેબલ ઉપર મુકી બાદશાહ યા દરબારીઓ ખાણુ ખાઈ ફરાગત થયા, પાન સોપારી એલચી લવીંગ દાલચીની વિગેરે

મુખવાસ કરી સરાબના પ્યાલા ગટગટાવી તૈયાર થયા, બરજોએ પોતાની છોકરી મલીકાજરીપુમને વહેલમા બેસાડી બાદશાહ જોડે મોકલી શાહની સ્વારી દરીયાકિનારે ગઇ, તેણે દરિયાની બંદગી કરી બન્નેએ હસતી ફેરવી ખુદાનાં શુકરાન કરી પોતાના મેહેલમા ગયા, અને દુનિયાનું સુખ હાસલ કીધુ, એમ એશઆરામ કરી પોતાના દિવસ ખુશીથી ગુજારતા અને ખુદા આગળ એમ માગતા કે અમારી મુરાદ તુ પુરી કરશે. હવે મલિકાની બેન ફુલજરી જે બાદશાહના ગુલામ જોડે પરણી છે તે પોતાની નાની બેનની ગુલામડી થઇ તેથી તેના મનમા અતિ ખેદ ઉત્પન્ન થયો તે પોતાના મન સાથે કહેવા લાગી કે આ રડી મારી ઉપરી થઇ હું તેની ગુલામડી બની તો મારે તેના હુકમમા વર્તવુ પડે છે, જો હું ખરી હઉં તો તેનુ સઇતુ ગમે એ રીતે કરૂ તે હમેશ તેની પેરવીમા રહેતી અને મલીકાજરીપુમ તેનુ પકવેલું ખાણુ ખાતી નહીં, તેમ તેનો ભરોસો બરાબર રાખતી નહોતી ખુદાએ તેના ઉપર મેહેરબાની કરી સારો દહાડો આપ્યો, અને પોતાની હરમને દહાડા રહ્યા, તેથી બાદશાહની ખુશાલીનો પારજ રહ્યો નહીં પોતાની માનીતી કરી પોતાની હજુરમા રાખી થોડે દહાડે પ્રસવની વખત આવી એટલે તેની બેન ફુલજરીન મલીકાને કહેવા લાગી કે ઓ મારી વહાલી બેન તને ખુદાએ અધિક ઇકબાલ આપ્યો છે તેથી હુ તારી ગુલામ તરીકેનુ અરે આપણે એક બાપના ફરજન્દ છઇએ, તે છતા તું મારો ઇતબાર રાખતી નથી તે કેવુ ઉલટું છે ખુદા તને કાંઇ છોકરો આપશે માટે પ્રસવની વખતે મને પાસે રાખવી જોઇએ, કેમકે બીજીઓ દગલબાજ છે તે તારૂ યા તારા ફરજન્દનું જાન લેશે માટે તેનો ભરોસો ન કરતા મને પાસે રાખશે તો હું જા-

હું માહું ઇચ્છનાર નથી. મલીકા બીચારી ભોળી તે તેના કપટને ન જાણતા પોતાની બેન જાણી પાસે રાખી હવે ફુલજરીને આગળથી ગોઠવણ કરી રાખી કે જે વખતે તે છોકરા જણે તેજ વખતે તેને મારી નાખવા યા જંગલમા કાઢી આવવાં એવી સાખીતો કરી રાખી, વળી કુતરીએ તાજા જણેલા બોટીલા લણ લાવી રાખ્યાં, અને મલીકાને જણુવાની વખતે આખે પાટા બાધ્યા તેને બે છોકરા યા એક છોકરી પુનમના ચંદ્રની કાંતી જેવા અવતર્યા તેને ટોપલામા નાખી ગુપ્ત બારીને રસ્તે થઇ લોંડીઓ જંગલમા તળાવને કિનારે મુકીઆવી, અને બાદશાહને જાહેર કર્યું કે માનીતી હુરમને બે કુતરા યા એક કુતરી આવી તે સાભળી બાદશાહના ગુસ્સાનો પારજ રહ્યો નહીં તેણે તેજ વખતે હુકમ ફરમાવ્યો કે તે રાંડને પથ્થરથી મારી નાખો, તે વખતે શાણો વજીર પાસે હતો તેણે બાદશાહને કહ્યું કે ઓ ઇરાનના બાદશાહ તું એક વખતે તે બીચારીને લાવી પોતાની પટરાણી બનાવી ઉંચે દરજ્જે રાખી તે અબળાને ખુદાની કુદરતથી એ બનાવ બન્યો તેમા તેનો ગુનો શો ? તેને બાદશાહે કહ્યુ કે ઓ વજીર હુ તેને એવી શરતેથી લાવ્યો હતો કે બે છોકરા યા એક છોકરી પુનમના ચંદ્રના જેવી કાન્તી વાળા હુ તને જણી આપીશ, તે કરારથી જુઠી પડી મારી મજાખ કરી તેણે કુતગનો જન્મ આપ્યો, તેથી હુ તેનુ મુખ કદી જોનાર નથી. અરેરે મારી ઉમર હવે થોડી બાકી રહી તે છતા મારી મુરાદ પુરી ન થઇ, અને ઉલટો મને ફજેત કર્યો તેથી હુ તેને શિક્ષા ફરમાવુ છુ કે તેને સરીયામ રસ્તા ઉપર એક કોટડી બનાવી તેમા ઘાલો અને આખી આલમને હુકમ ફરમાવો કે તેના મોહો ઉપર સર્વ મનુષ્ય થુકે, વળી તેને ખાવા માટે લખુ સુકુ અને સુકી રો-

ફી આપવી એવો હુકમ બાદશાહે ફરમાવ્યો તે સાંભળી દરબારીઓ
નાખુશ થયા. શુ કરે હુકમના તાબેદાર અરેરે બીચારી ઓરતને છોક-
રાં જણ્યાં તે નિર્દોષ બાળક જંગલમા પડયા છે તેનુ રક્ષણ આતશ
બેહેરામ કરે છે અને કુબાડી મલીકાએ પોતાની નિર્દોષ બેનને હે-
રાન કરી કેદમા નખાવી તેને શહેરના લોકે ગાળો ભાડી કહેવા લા-
ગ્યા કે અરે પાપી ફુલજરીન તારૂ બાણુ ખરાબ થજો, તારા ઉ-
પર અનેક કષ્ટ આવી પડજો તે પોતાની બેનને માઠી હાલતે પ-
હોચાડી, તે ગુનો ખુદા ગુનનાર નથી, તેનો બદલો ખુદા ડોઝકમાં
વાળશે અરેરે ! તુ ભરને જાય સત્યાનાસણી તારે આવુ કરવુ
હતુ તેથી તને જનથી મારી હોવતો સારૂ હતું. એમ સર્વ નિંદા
કરે, અને મલીકાને જોઈ લોકને રેમ આવે, તે બિચારી નિર્દોષ કે-
દમા પડી દુઃખ ભોગવે છે, હવે પેલા બાળક ટોપલામા પડયા છે
તેનુ સુર્યદેવ રક્ષણ કરતા હતા, એટલામાં ઇરાનનો અસલ વઝીર
શેહરીયાર બાદશાહે કાઢી મુકેલો તે જંગલમા મેહેલ બનાવી રહેલો
હતો તે શિકારને માટે ફરતો ફરતો દરીયાના કીનારા ઉપર આવ્યો
અને જુએછે તો ટોપલામાં તાજા જન્મેલા ત્રણ બાળકો પડેલા છે તેને
જોઇ બેહદ ખુસી થયો, અને પોતાના મન સાથે કહેવા લાગ્યો કે પરમે-
શ્વર દીનદયાળ છે, જેને પેટ ફરજન નથી તેને તે ફરજન આપે છે.
અરેરે ! આ બાળક સુર્યની કાંતી જેવા આતશ બહેરામે મારે માટ
મોકલ્યા હશે અરે આનો જન્મ આપનાર તેની માને કેટલું દુઃખ
પડયું હશે, જેણે નવ માસ ગર્ભમા રાખ્યા, વળી જન્મતી વખતે
પોતાના બાળકને ન રમાડવાં કોઇ કુભાન્ડી લોંડીઓએ દગલબાજ કરી
આ જંગલમા મૂકયા છે. આ બાળક ખુબસુરત બાદશાહના હશે; કેમકે
આરૂજોમાંથી મોટી મલીકાજરીપુસને હમેલ હતા, તેણે આ બાળકોને

જન્મ આપ્યો હશે યા અમે તેમ હોય, મારેતો આ બચ્ચાને ઉછેરી મોટા કરવા, જેથી ખુદા મારા ઉપર ફીદા થશે તેથી ડોકરાનુ દુખ ભોગવવુ નહી પડે એમ કરી ટોપલો લઇ પોતાના મેહેલ તરફ ગયો, અને પોતાની બાનુને કહેવા લાગ્યો કે ઓ મારી દીલોજાન પ્યારી હુ તારે માટે અજાયબ વસ્તુ લાવ્યો છુ તે તુ તારા હવાલામા રાખ તેને ઓરતે કહ્યુ કે ઓ મારા પ્યારા પતિ તમો એવી કઇ વસ્તુ લાવ્યા છો કે જેથી મારૂ દીલ હમેશ આનદમા રહે તેને શહરીયારે કહ્યુ કે તારે માટે આ ફરજન લાવ્યો છુ, તે જોઇ બાનુના હરખનો પારજ રહ્યો નહીં તેણે છોકરાઓને બચ્ચી લેઇ પોતાની ગોદમા લીધા, અને તેજ વખતે ધાવને બોલાવી પોતાની હજુરમા રાખી, એમ બાળકનુ પાલણપોષણ કરવામાડો તે છોકરાઓ જેમ પુનમનો ચદ્ર વૃદ્ધિ પામે તેમ દહાડે દહાડે વૃદ્ધિ પામવા લાગ્યા અરે! તેના કમનસીબે તેનુ પાલણ કરનારી તેની મા મરી ગઇ, તેના મરણથી વજીર ઉદાશ થયો, તે બાળકને જોઇ પોતાના મનનુ સમાધાન કરી દહાડા કાઢતો હવે તે છોકરાની ઉમર વરસ ૧ ની થઇ એટલે નજુમી લોકો ફરતા ફરતા વજીરના મેહેલમા આવ્યા? તેને જોઈ વજીર ખુશી થયો અને તેને કહેવા લાગ્યો કે ઓ પીરમરદ આ મારા બચ્ચાના લાયક નામ તમો આપો, નજુમીએ બરાબર જોઈ મોટાનુ નામ અસાધ અને નાનાનુ નામ અમન્યો પાડયુ જે છોકરી પુનમના ચદ્ર જેવી ચળકતી હતી તેની બહાદુરી જોઇ નજુમી અનહદ ખુશી થઇ તેનુ નામ બકુમુ પાડયુ, અને નજુમીઓ તેના ઉપર રહેમ વરસાવી પોતાને રસ્તે ગયા હવે વજીરને બેસુમાર દોલત છે, જેના ખજાનાનો પારજ નથી તે છતાં વાડી વજીફા, ખેતર, જગલ વિગેરે કેટલુ એક પોતાના કબજામાં છે બે

મુકી પોતે ખુદાની દરગામા ચાલતો થયો તેનું મરણુ થયું તેથી ગુલામો યા લોડીઓ દીલગીર થયા, અને નિર્દોષ એવા જે ત્રણુ બાળકનુ રક્ષણુ કરનાર ધાવ યા તેના ગુલામ રહ્યા, તે તેનુ પાલણુપોષણુ કરે છે એમ કેટલાએક વરસ થયા એટલે અશાધ અમન્યાની યા બદ્રુખુ સહેજાદીને ઉમર વરસ ૧૨ ની થઇ એટલે તે વિદ્યાભ્યાસ કરી સપૂર્ણું જ્ઞાન મેળવી હોશીઆર થયા હવે અસાધને અમન્યો બન્ને ભાઇ હમેશ જંગલમા શિકાર કરવા જાય છે તે જેબી જાનવર નજરે જુએ છે તેને બદુકથી મારી લાવે છે, અને ફ્રદી તેના શિકારમાથી કોઇ જાનવર બચતુ નહતુ એવા ગોળી બહારમા હોશિયાર હતા કે ઝાડના ડાળા ઉપર લવીંગ બાંધી ઉડાવી દેતા. તેના કમનસીબે ધાવ યા બીજા ગુલામો રોગના સબબથી મરણુ પામ્યા તેથી ત્રણુ જણુ એકા એક ખુખાર જગલમા રહ્યા તે બાહાદુર બાદશાહજાદા કોઇથી ડરતા નથી, અને પોતાના દિવસ એશઆરામમા ગુજારે છે પોતાની વહાલી બેન બદ્રુખુના હુકમમા રહેતા તે કહે તેમ કરતા તેનો બોલ કદી ઉથાપતા નહીં, હવે એક દહાડો બન્ને ભાઇ જગલમા શિકાર કરવા ગયા હતા, એટલામા એક બુજગર ડોશી (ઘરડી) આવી, તેણે વજીરનો બાગ યા હોજ યા મેહેલ જોઈ અનહદ ખુશી થઈ તેણે વજુ કરી કસતી ફેરવી ખુદાની બદગી કરી તેને જોઇ બદ્રુખુ સહેજાદી બોલી કે ઓ મારી વહાલી મા, ખાણું ગરમાગરમ તૈયાર છે, બે નવાલા ખાઇ ખુદાના શુકરાન કરી પધારો તેને ડોશીએ ડોક હલાવી કહ્યુ કે તારૂ ખાણું અમારે હરામ છે, કેમકે આ ઠેકાણે ત્રણ વસ્તુ જ્યા સુધી નથી ત્યા સુધી હુ તારૂં ખાણું ખાનાર નથી. તેને ઘણી આજીજી કરી કહેવા લાગી કે ઓ અમા મહારા મેહેલમા એવી શી એબ છે તે તમો

ખાણું ખાતાં નથી, વળી એમ કહોછો કે ત્રણ વસ્તુ લાવે તો ખાણુ ખાઉ તે વસ્તુ કેવી છે અને કઇ જગ્યો ઉપર મળે છે તે મને મહેરબાની કરી કહો તો હુ મારા ભાઈ પાસે મગાવુ. તેને બુજગર ડોશીએ કહ્યુ કે તે રકમ પાસીફીક મહાસાગરની આસપાસ ખુખાર જગલ છે ત્યા ગાતુ ઝાડ સોનાની હોજનુ પાણી અને બુલબુલ પક્ષી મળશે તે તુ તારા ભાઇ પાસે મગાવજે એમ કહી ડોશી ચાલી ગઇ, અને બદ્રુબુ જારબેજાર રડવા માડી તેણે પોતાના વાળ પીંખવા માડયા, અને ખાણાની રકાબીઓ ફેકી દીધી એટલે તેના ભાઇ જગલમાથી આવ્યા અને જુએ છે તો પોતાની વહાલી બેન જારબેજાર રડતી હતી, તેને જેઇ કહેવા લાગ્યા કે ઓ મારી વહાલી બેન તુ શા સબબથી પોતાનુ જીગર ફેકે છે તને કોઇ હરામખોર આવીને કઈ ધમકી દીધી હોય તો મારી આગળ જલદી કહે, જો કદી તે ઇરાનનો બાદશાહ હશે તોબી તેનુ માથુ કાપ્યા વિના છોડનાર નથી, તુ બે ધડક રહે જલદી મારી આગળ તે બીનાનુ બ્યાન કર તેને બદ્રુબુએ કહ્યુ કે ઓ મારા વહાલા ભાઇ મને કોઇ હરામખોર યા લુચ્ચો મળ્યો નથી, આપણા મેહેલમા આજે એક પીરમર્દ બુઢ્ઢી આવેલી હતી, તેણે બાગ, બગીચા, હોજો ફીવા મેહેલ દિવાનખાના વિગેરે જેઇ પોતાની ડોક હીલાવા લાગી, અને મે તેને ખાણુ ખાવાનુ કહ્યુ તો તેણે ના કહી ને કહેવા લાગી કે તારા મેહેલમા ત્રણ વસ્તુઓ નથી ત્યા સુધી તારૂ ખાણુ મારે હરામ છે તેને મે કહ્યુ કે ઓ મારી પ્યારી તે વસ્તુનુ નામ શુ ? તેણે કહ્યુ કે ગાતુ ઝાડ, સોનાનુ પાણી અને બુલબુલ પક્ષી એ ત્રણ વસ્તુ લાવશે ત્યારે હુ તારૂં ખાણું ખાઈશ, એમ કહી ચાલી ગઈ. એવુ પોતાની બેનના સુકન સાભળી બુ-

બન્ને ભાઇઓ તેજ ઘોડા ઉપર બેસી સમુદ્રના કીનારાના જંગલ તરફ ચાલ્યા, અને બદુખુ સહેજાદી પછવાડે કલ્પાંત કરવા લાગી કે ઓ મારા વ્હાલા ભાઇઓ મુને ખુખાર જંગલમાં એકલી મુકી તમે ચાલ્યા ગયા અરે તમને મારી દયા જરાભી આવી નહીં, હુ કેવી પાપી કે જેણે પોતાના ભાઇને પરદેશ કાઢયા. અરેરે! એ ક્યારે આવશે એમ હમેશ વિલાપ કરતી અને પોતાનુ જીગર ફેરતી હવે પેલા બે ભાઈ રસ્તે ચાલ્યા જાય છે તે ખુખાર જંગલમાં પડયા; તેને અનાજતો મળતુ નથી. ફક્ત જાનવરનો શીકાર કરી પોતાનુ ગુજરાન ચલાવે છે, કોઇ વખત પાણીભી મળતુ નથી એમ જંગલે જંગલ અને પહાડે પહાડ ફર્યા કરે છે, કોઇ વખત પોતાની વહાલી બેનને યાદ કરી જારબેજાર રડે છે એમ કેટલાક દિવસ ચાલ્યા કર્યું તેની નજરે એક-બુલદ પડયો, જેને શીખરો આસમાનમા લાગેલી હતી તેની તળેટીમા અસાધને અમન્યો ગયા. તે પહાડનો રાજા મહેકાળદેવ કરીને હતો તે નાપાકને નિર્દય હતો તેના હજુરી દેવો ફરવા નિકળેલા હતા તેણે અસાધને અમન્યાને જોયા તેથી ગુસ્સે થઇ તેને પગે પકડી સમુદ્રમા ફેંકી દીધા. તેજ વખતે માછલી બન્નેને ગળી ગઇ, આખ ખુલ્લીને જુએ છે તો નહીં તે પહાડ અને નહીં તે જંગલ, અને પોતાને અંધારા ભોયરા જેવું માલમ પડયુ. વળી તેના પેટમાંની ગરમી તેને લાગવા માંડી તેથી અકળાવા લાગ્યા. અસાધે અમન્યાને કહ્યુ કે ઓ મારા વ્હાલા ભાઇ આપણે જુલમાતમાં આવી પડયા છીએ માટે તેનો જલદી ઉપાય કરવો જોઇએ. અમન્યાએ તેજ વખતે ખંજર કાઢયું અને ચારે બાજુએ ભોંકવા લાગ્યો તેથી માછલીએ અકળાઇને બન્નેને ચંક કીનારે કાઢી નાંખ્યા. બે ઘડી બેહોશ રહી પછી શુદ્ધિમાં આ-

ધીને જુએ છે તો દરીયામો ફીનારો માલમ પડયો, પોતાનાં કપડાં ધોવા બેડો એટલામા વગી એક માછલી ખુબ સુરતની આવી, જેને ચાર મુસ્તક ઓના જેવા ખુબસુરત ચેહેરાના હતા, વગી પગથી તે માથા સુધી જર ઝવેરથી ભરપુર હતી તેણે અમન્યાનો હાથ પકડી સમુદ્રમા લઇ ગઇ, અમન્યો અંદર જુએછે તો ભભકાદાર દિવાનખાનોઓ, બાગો હીરામાણેકથી જડેલા તખ્તો, ગાલીચાઓ બીજી તરેહવાર ભભકાદાર માડ ગડાણો કરેલું દિવાનખાનું બાગદાદ થઇ ખુશી ખુશીથી ગાજી રહ્યું હતુ, તે માછલી મેહેલની અંદર ગઇ અને ચાર પરીજાદોનાં જુદા જુદા રૂપ લઇ આવીયો અને અમન્યાના આગળ નાચ રંગ કરવા લાગીયો તેને અમન્યો કહેવા લાગ્યો કે ઓ દીલેજાન મને મારા ભાઇથી જુદો પાડી નાચ રંગ કરી રીઝાવે છે તે કેવુ દુનિઆથી ઉલટુ છે. અરેરે પ્યારા અસાધ તારાથી જુદો પડયો, હવે તારી ગતી શી થશે. એમ વારવાર કહેવા લાગ્યો, તેને પરીજાદે કહ્યું કે ઓ પ્યારા અમો તારા ઉપર આશક થઇયે છીયે, તેમ તુ વધારે ગમગીન થાય છે તેને અમન્યાએ કહ્યું કે મને મારા ભાઇથી જુદો પાડયો તેથી ગમતુ નથી અરે ઓ પરીજાન હરેક ઉપાય કરી મારા પ્રાણ પ્રીય ભાઇનો મેલાપ કરાવીશતો હુ તારો પાડ માનીશ તેના એવા શુકનો સાભળી પરીઓ બોલીકે ઓ ગેમાર તુ ઇન્સાન ઉપર અમે પરીજાદ આશક પડી, તેનો પ્યાર છોડી નાહાન ભાઇની ફિકરમા પડયો એ કેવી વાત છે તેને અમન્યાએ કહ્યું કે જોતુ મારા ભાઇ પાસે લઇ જશેતો અમો બન્ને ભાઇ તારી પાસે ખુશીથી રહીશુ એવા અમન્યાના શુકન સાભળી પરીઓને રીસ ચડી તેથી તેણે તમાચો માર્યો તેવોજ અમન્યો ઉડીને સમુદ્રમા પડયો તે પોતાની આંખ ખોલીને જુએછે તો નહીં તે સમુદ્ર અને નહીં તે પરીજાદ. એમ

એક ખુખાર જંગલમાં પડ્યો, અને આમતેમ જોવા લાગ્યો હવે અસાધ એકલો સમુદ્રને કિનારે હતો, તેણે પોતાના ભાઇ અમન્યાને સમુદ્રમા ડુબતા જોયું અને પોતે એકલો પડયો તેને ખુજગર ડોસો પીરગરદ મળ્યો તેણે અસાધનો હાથ પકડી કહ્યુ કે ઓ દિવાના સખ્મ તુ આ નપાક જગ્યામા કેમ ઉભેલો છે, ચાલ મારીસાથ આપણે બન્ને પેલી હોડીમા બેસી સામા બેટમા જઇએ, તેને અસાધે કહ્યુ કે ઓ મહેરબાન બાપ મારા ભાઇ અમન્યાને સમુદ્રની માછલી પકડી ગઇ છે, તેની રાહ જોઇ હુ આ જગ્યાપર બેઠેલો છું તેને પીરમરદે કહ્યુ કે તુ તેની ફીકર મુકી દે, તે તેની મેળે આવશે, એમ કહી અસાધને બુલંદ પહાડ પાસે લઇ ગયો. તે પહાડ એટલો ઉંચો હતો કે જેનાં શિખરો આસમાન સાથે વાતો કરતા હતા, ત્યા આગળ પરહેજગાર પુરૂષ લઇ ગયો, અને તેણે દાબડામાથી ધુપ કાઢી અગ્નિ ઉપર મુકયો અને મોઢેથી ફટફટ પઢવા લાગ્યો તેથી પર્વતોના બે ભાગ થયા એટલે એક દરવાજો તેની નજરે પડયો તેમા બન્નો જણા ગયા, અને જુએછે તો મેહેલ હીરા રત્નનો બનેલો તેના જોવામા આવ્યો જેના ચોસઠ દિવાનખાનાઓ ચોરાશી બારીઓના છે તેમા તરેહવાર ગાલીચા તખ્તો હીરા માણેકથી જડેલાં હતા. તેના ઉપર આકુતના મોર મુકેલા લાલ મણીના ઝુમર સુશોભિત હતા, એવા રમણિય સ્થાનમા બન્ને જણ ગયા તેણે સાત દહાડા અને સાત રાતો સુધી ટગરટગર જોયા કર્યું. નથી લાગતી ભુખ કે નથી લાગતી તરસ, ફક્ત તે જોઇ બે બહુામો ખાઇ પીતાનો દહાડો એશઆરામમા અસાધ કાઢતો; તેને પીરમરદે કહ્યુ કે ઓ મારા પ્યારા તારે જે જોઇએ તે આમાથી લે અને આ ખજાનો યા મેહેલ તારે વાસ્તે ખુદાએ પેદા કર્યો છે તેને અસાધે

કહ્યુ કે ઓ મારા મેહેરબાન બાપ મારી મુરાદતો ક્યારે પુરી થાય કે જ્યારે ગાતુ ઝાડ, બુલબુલ પક્ષી, સોનાનુ પાણી એ ત્રણ વસ્તુ મને આપો તો હુ તમારો પાડ માની મારે રસ્તે પડુ તેના એવા શુકનો સાંભળી હસતો બોલ્યો કે અરે તારે દુશ્મને તને એવો રસ્તો કયો બતાવ્યો છે કે જેથી તારો અને તારા ભાઇનો અમુલ્ય જીવ ખોવાને તૈયાર થયો છે અરે એતો તલેશમાત છે વળી તે જુલમાતમા પડવાથી તમો બન્ને પથ્થરના બની જશો, તેને અસાધે કહ્યુ કે જેમ બામદાદની મરજી હશે તેમ થશે તેને પીરમરદે કેટલાએક હીરામાણેક, મોતી, મણીઓ આપી કહ્યું કે આટલુ જર તમારી પાસે રાખો, કેમકે જર, તંગી અને મુશ્કેલીની વખતે કામ આવે તેને અસાધે કહ્યુ કે ઓ મેહેરબાન બાપ તારી યાદગીરી તરીકે મને એવી વસ્તુ આપ કે અગ્નિથી બળુ નહીં, હથિઆર કાપે નહીં, સાપ વિગેરે ઝેરી જાનવરોનુ ઝેર અસર કરે નહીં, ભુત, પ્રેત, પીશાચ જેવા સેતાનનો ડર લાગે નહીં તેને પીરમરદે એક મહોરો આપ્યો અને સવાવેતની લાકડી આપી કહ્યુ કે ઓ મારા વ્હાલા ફરજન આથી તને કોઇનો ડર લાગશે નહીં. તારા પ્રવાસની વખતે આ ચીજો એટલી લાભકારી થશે કે તારી જીંદગીનુ રક્ષણ કરશે એમ કહી પીરમરદે પેલી લાકડી ઉપર અસાધને બેસાડ્યો, તેને કહ્યુ કે તારી આખો મીંચી રાખ, તેમ અસાધે કર્યુ. પરહેજગાર પુરૂષે ત્રણ ટકોરા માર્યા તેથી અસાધ ઉડીને અમન્યા પાસે ગયો. આખ ઉઘાડીને જુએ છે તો પોતાનો પ્યારો ભાઈ જારબેજાર રડે છે અને પોતાનુ જીગર ફેકી હાય પોકારે છે, તેને અસાધે કહ્યું કે ઓ મારા વહાલા તું શા માટે રડે છે, હુ તારો ભાઇ અસાધ આવ્યોછુ. અમન્યાએ આંખ ખુલી જોયુ તો

પોતાનો ભાઇ પાસે ઉભેલો છે, તેને જોઈ બેહદ ખુશીના દરી-
યાવમાં ગરક થયો. બન્ને ભાઇ એકબીજાને આલીંગન દઈ રીતેથી
વાતનુ બ્યાન કર્યું, અને ત્યાથી ચાલ્યા રસ્તામા પાણીનો ચશમો
આવ્યો ત્યા આગળ બન્ને ભાઇ બેઠા. અમન્યો જ ગલમા ફુળફ-
ળાંદીક લેવા ગયો, તે લાગ જોઇ જીન આવ્યા તેણે અસાધને લાત
મારી તવોજ તે ચશમામા પડચો તે પગથી તે માથા સુધી સોના-
નો બની ગયો અને હાય પોકારવા લાગ્યો તેનો પોકાર સાભળી
અમન્યો દોડયો આવ્યો, અને જુએ છે તો પોતાનો ભાઇ જુલ-
માતમા આવી પડેલો હતો તેને જોઈ જાર બેજાર રડવા લાગ્યો તે-
ને હીંમત આપી અસાધે કહ્યુ કે ઓ મારા પ્યારા પેલો પીરગરદે
આપેલો મહોરો યા લાકડી લાવ, તેણે બન્ને વસ્તુ અસાધને આપી;
અસાધે મહોરો પોતાના મોઢામા રાખ્યો, અને લાકડી માથા ઉપર
ફેરવવા માડચો તેથી સોનાનો મટી અસલ સુરતમા આવ્યો. તેને
જોઇ પેલો જીન તેની સામો આવ્યો, તેણે હાક મારી કહ્યુ કે
ઓ નાદાનો તમો આ જગ્યો ઉપર કેમ બેઠાછો, આ જગ્યો ખુદા-
એ અમારે વાસ્તે કરેલી છે, આમાનુ સોનાનું પાણી તમારા બાપનું
નથી તેને અસાધે કહ્યુ કે ઓ પ્યારા અમારે તારા પાણીનો ખપ
નથી, બે ઘડી આરામ લઇ અમારે રસ્તે ચાલ્યા જઇશુ તેને જીને
કહ્યુ કે તારી પાસે પેલી લાકડી છે તે તુ ફેંકીદે અને મારી સાથે
ચાલ અમારા સરદાર પાસે લઇ જાઉ તેને અસાધે કહ્યુ કે તારી
કોમ કયા આગળ રહે છે અને તુ કેના નામથી ઓળખાય છે તે-
ને જીને કહ્યું ઓ મારા પ્યારાઓ અમો જીન લોકો છીએ, અને
સામા સેહેરમા રહીએ છીએ; આ ચશમાનો ઉપરી હુ છું અહીં
જે ઇન્સાન આવે છે તેને હુ મારા સરદાર પાસે લઇ જાઉછુ, તેથી

ખુશીમાં આવે તેમ તે કરે એવા જીનના શુકનો સાભળી અસાધ હાથમા લાકડી લઇ તેની પછવાડે દોડયો, તે જોઇ જીન નાસવા માંડયો અને હાય પોકારી કહેવા લાગ્યો કે ઓ મારા પ્યારા દોસ્તો મે તમારો ગુનો કીધો નથી શામાટે મને બાળો છો. તે લાકડી જોઇ મારા બદનમા અગ્નિ થાય છે તેને અસાધે કહ્યુ તુ અમારી પાસેથી વેગળો જા, અમારે તારા ચશમાનુ પાણી જોઈતુ નથી અમે અમારે રસ્તે ચાલ્યા જઇએ છીએ એમ કહી લાકડી બગલમા ઘાલી તે જોઇ જીન પોકારવા લાગ્યો, એટલામા હજારો જીન આવ્યા અને અસાધને યા અમન્યાને વીંટી લેઇ કહેવા લાગ્યા કે આને મારી નાખો યા આપણા રાજા પાસે લઇ ચાલો, તેમાનો સરદાર બોલ્યો કે વધારે સારૂ એજ છે કે તેને પગે પકડી સમુદ્રમા ફેંકી દો તેનો હુકમ સાભળી જીનો તેના ઉપર ધસ્યા તે જોઇ અમાધે લાકડી પોતાના માથા ઉપર રાખી, અને અમન્યે પેલો મહોરો પોતાના મોમો મેલ્યો તેથી જીન પોકારવા લાગ્યા અને નાસવા માડયા, અને અસાધ અમન્યો બન્ને તેની પછવાડે દોડયા અને પેલો મહોરો પૃથ્વી ઉપર નાખ્યો, તે જોઇ જીનો પોકારવા લાગ્યા અને જગલ ધ્રુજવા માડયુ ઝાડ પડવા લાગ્યા, પર્વતોના શિખરો બળબળવા માડયા, ઉલ્કાપાત થવા માડયા, તે જોઈ જીન રજાનો છોકરો આવ્યો તેણે આતશના ભડકા કરવા માડયા અને આકાશમાં ઉડી પાછો તેની પાસે આવ્યો, એટલે અસાધે પેલી લાકડી માથા ઉપર ફેરવવા માડી. તે જોઇ જીનનો શાહજાદો પોકાર કરવા માડયો અને અસાધને કહેવા લાગ્યો કે ઓ મારા મેહેરબાન તુ અમારી કોમ ઉપર કેમ જુલમ ગુજારે છે, અમો ઇન્સાનથી જુદા આ જગલમા પડયા છીએ તેને તમો દુખ શા માટે આપો છો. તેને

અસાધે કહ્યું કે અમો અમારે રસ્તે ચાલ્યા જતા હતા એટલામાં સુંદર ચશમો અમારી નજરે પડયો તે જોઇ અમો તેનું પાણી પીવા ગયા બે ઘડી આરામ લેવા બેઠા તેથી તારા જીને આવીને મને ચસમામા ફેંકી દીધો, અને પોકાર કરી બીજા કેટલાએક જીનોને બોલાવ્યા તેણે અમારા સામી ધુરકીઓ કરી આખર તે નાશી ગયા, વળી ત્યા આવીને કેટલોએક જુલમ ગુજાર્યો તેથી મે આ લાકડી બતાવી. જેથી તમારી કોમ બળી જાય તેને જીનને શાહજાદે તેને આજીજી કરી કહ્યું કે ઓ માગ મેહેરબાનો તમો મારી સાથે મારા શેહેરમા ચાલો, આજથી તમો મારા દીલોજાન મિત્ર છો, હુ તમને મીજમાની આપી મારી સતા મુજબ નજરાણો ભેટ કરૂ તેને અમન્ને કહ્યું કે ઓ નાપાક તારો ભરોસો શી રીતે પડે, કદી તુ દગલબાજ અમારા ઉપર જુલમ ગુજારે તેનો સાક્ષી કોણ? તેને જીનને શાહજાદે કહ્યું કે અમો તમારા ઉપર દગો કરીએ તો આતશ બહેરામ અમોને બાળીને ભસ્મ કરે તમો યાદ રાખો કે હુ તમારા ઉપર કદી જુલમ ગુજારનાર નથી તેનો અતિ આગ્રહ જાણી બને ભાઇ તેની સાથે જીનના શેહેરમા ગયા, અને જુએછે તો આખુ શેહેર જીનોથી ભરપુર છે, જેના મેહેલ સઘળી મરમરના બનાવેલા છે તેની અંદર હીરા માણેક, મોતી, આકુત, મણીઓ, જડેલા છે એવુ સુસોભીત શેહેર જોતા જોતા રાજાના મેહેલમા ગયા તેને આવતા જોઈ જીનનો બાદશાહ તખ્ત ઉપરથી ઉભો થયો અને તેને સલામ કરી પોતાના તખ્ત ઉપર બેસાડયા, એટલે ચાકર લોકો મેવાના ખુમચા ભરી લાવ્યા તે અસાધ અને અમન્યા આગળ મુકયા, તેણે તેમાથી બે નવાલા ખાધું અને બાદશાહ સાથે વાત ચીત કરવા લાગ્યા, તેને જીનને બાદશાહે કહ્યું કે તમો કઇ તરફ જવાના છો, અસાધે

કહ્યું કે અમો ગાતું ઝાડ, સોનાની હોજનુ પાણી અને બુલબુલ પક્ષી લેવા સારૂ જઇએ છીએ તેને જીનને બાદશાહે કહ્યુ કે ઓ પ્યારા એ ખ્યાલ તમારા મનમાથી છોડીદો કેમકે અમારી કોમની તાકાત નથી કે એ જુનમાતમાથી બચી શકે એવા નાપાક જાદુગરો યા ચુડેલો, જુનો કીંવા રાક્ષસો રહે છે તે પહાડ અહીંથી દશ હજાર ગાઉ છેટે છે ત્યા જે જાયછે તે પથ્થરનો બની જાય છે વળી તેને ફાડી ખાનારા જાનવરો યા ઝેરી સાપો અતિ દુખ આપે છે તેમ રાક્ષસો તેને લાગ પડે મારી નાખે છે જુનો તેનુ કાચુ માસ તોડી ખાય છે એમ કેટલીએક બીક બતાવી તેથી અસાધ કીંવા અગાન્યો ડર્યા નહીં, ઉલટા તેને કહેવા લાગ્યા કે તે નાદાનો અમોને શુ કરનાર છે, જ્યાં સુધી અમારા ઉપર ખુદા મેહેરબાની રાખે છે ત્યાં સુધી સેતાનનો ડર નથી. એવા તેના શુકનો સાંભળી બાદશાહે કેટલુએક જર ઝવેર લાવીને તેના પગ આગળ મુકયુ. વળી નવ ગજની લાકડી લાવી કહ્યુ કે તમો આના ઉપર બેસો જ્યા એ પાહાડમાં જવાનો રસ્તો છે ત્યા આગળ તમોને મુકી પાછી આવશે. અસાધ અને અગન્યે એમ કર્યું તેથી લાકડી ઉડીને ખુખાર જંગલમા બુજગર ડોસા આગળ પડી અસાધને અગન્યો આધા ખસ્યા એટલે લાકડી પાછી ગઇ બન્ને ભાઇ ચશમા તરફ ગયા તેને બુજગર ડોશે કહ્યુ કે ઓ પ્યારાઓ તમો કઇ તરફ જવા માગો છો. તને અસાધે કહ્યું, ઓ મહેરબાન બાપ અમો સોનાનુ પાણી, ગાતુ, ઝાડ, અને બુલબુલ પક્ષી લેવાને જઇએ છીએ એવા તેના શુકનો સાંભળી ડોસો બોલ્યો કે ઓ પ્યારાઓ તમારે દુસમને આવો રસ્તો કેમ બતાવ્યો તેતો જુલમાત છે, જે જાય છે તે ફરીને આવતુ નથી. તમારા જેવા કેટલાએક શાહજાદા યા સોદાગરો કીંવા

જહાંબુરદીઓ ગયા તે ફરીથી આવ્યા નથી, કેમકે તે પહાડ સજી- વન છે વળી સઘળો પહાડ હોકારા કરી બોલે છે તેના પડકારાથી ડરીને પાછું ફરી જુએ છે તેથી પથ્થરના બની જાય છે જો ત- મારે જવાની ખાયશ હોયતો તમો પહાડ ઉપર ચડતા પ્રાણ જાય પાછું ફરી જોશો નહીં તેને અસાધે કહ્યું, વારૂ સાહેબ એમ કહી- ચશમાને કીનારે જઇ નાહી ધોઇ લીધું અને ચોખું પાણી લઇ ફળ ફળાદીક યા જુજેવી માછલી કીંના કબાબ યા બીસકુટ ખાવા બેઠા. તેને જોઇ બુજગર ડોસો પાસે આવ્યો, તેને અમન્યાએ ખાણું ખાવાનું કહ્યું ડોસાએ તેને ના પાડી, અને પોતાના બોયરામાથી લેહેજતદાર પકવાનો યા મેવા મીઠાઇના ખુમસાઓ લાવીને તેની આગળ મુક્યા; તે ખાણું ખાઇ ફરાગત થયા એટલે પીરમદ પાસે ગયા અને આ- જીજી કરી કહેવા લાગ્યા કે ઓ મેહેરબાન બાપ તમો અમને મદદ કરી તે પહાડ આગળ પહોચાડો ફસતાએ કહ્યું કે આ પાટીયા ઉપર બ- ન્ને સાવધ થઇ બેસો, તે ગને ભાઇ પાટીયા ઉપર બેઠા એટલે ડો- સાએ મંત્ર ભણી ત્રણ ટકોરા માર્યા એટલે પાટીઉ ઉડયુ તે સાત કલાકમા દશહજાર ગાઉ તેને ઉતારી મેલ્યા તે બુઝદ ઝાડ નીચે ગયા અને પહાડમાથી પોકાર થવા માડયા પકડો, મારો, વાઢો, કાપો, એને આખોને આખો ગળી જાઓ અરે પાપીઓ દુષ્ટ કર્મના કરનારા તમો અમારે પછવાડે કેમ પડયા છો, અમો તમારૂં બુરૂં તાકતા નથી તે છતા તમો અમારી પુઠ મુકતા નથી એમ વારવાર ભયાનક શબ્દ નીકળવા માડયા તે જોઇ પોતાના મનમા બીવા લા- ગ્યા, વળી મનમા હિમત લાવી એક બીજાને કહેવા લાગ્યા કે જે ખુદા આપણને અહીં લાવ્યો છે તેજ આપણું કામ પાર પડશે. ના હિમત પણ એ કાયરનું કામ છે તેને અમન્યાએ કહ્યું કે ઓ

મારા વહાલા ભાઈ આ પહાડ ઊપર પહેલો હુ જાઉં કેમકે તમો મારાથી મોટાછો વળી હુ ગયુ ગએ પાછુ ફરી જોનાર નથી તે ખાત્ર જમે રાખજો તેને અસાધે કહ્યું કે ઓ અમન્યા તુ પહેલો જાય અને હુ પાછળ રહુ એ કેવુ ગેરવ્યાજબી કહેવાય. વળી લોકમા નીંદા થાય કે પોતાના નાના ભાઈને મોતના ફાસામા નાખી પોતે વેગળો રહો તેને અમન્યાએ કહ્યુ, ઓ મારા પ્યારા તે ફિકર તારા મનમાથી કાઢી નાખ, કેમકે હુ પહેલો જાઉછુ અને પંદર દિવસ ઉપરાત વાર થાય તો તું મારી પછાડી આવજે તેને અસાધ કહેવા લાગ્યો કે ઓ મારા પ્રાણ પ્રિય ભાઇ તારા વીજોગથી હુ જેમ જળ વીના માછલી તરફડે તેમ હુ તરફડયા કરીશ, તુ હરગીજ પાછુ ફરી જોતો નહી કેમકે તે પાહડમા એવી હીકાયત છે કે જે પાછુ ફરી જુએતેે પથ્થરનો બની જાય છે એ શુકનો આપણે પેલા પીરમરદ પાસેથી સાભળ્યા છે તેને અમન્યે કહ્યુ, તુ બેધડક રહેજે મારી તરફની ફીકર કરશો નહીં એમ કહી જાય છે, અને પહાડના નજીક ગયો તેને જોઈ હોકારા હોકારા થવા લાગ્યા વળી પકડો, મારો, વાઢો, કાપો, ઝુંટો, બાળો ડાટો એમ વારવાર હોંકારા થવા માંડયા, અને પહાડ હાલવા માંડયો આતશના ભડકા ઉડવા માંડયા, કેટલાએક વાઘ યા સિંહ દોડી આવ્યા તેને જોઈ અમન્યાએ પેલી લાકડી પોતાના માથા ઉપર રાખી અને મહોરો પૃથ્વી ઉપર નાખ્યો તે જોઇ વાઘ બરાડા પાડી નાઠા અને પહાડ ફાટવા માંડયો, પથ્થરનો વરસાદ થવા માંડયો, રાક્ષસો હોકારા કરવા માંડ્યા, ચુડેલો ચીસો પાડી સામી આવી, અને તેને કહેવા લાગી કે ઓ નાદાન તુ અમારી પછવાડે કેમ પડયો છે, અમે તારા ખાજુ ખાઈને આવ્યા નથી જેમ પૃથ્વીના રાજા તમે છો તેમ

અમે આ જગલના રાજા છીએ, તમે ઇન્સાન છો તેમ અમે સેતાન છીએ અરે ઇન્સાનને સેતાના ઉપર શા કારણથી વૈર રાખવુ જોઇએ એમ વારવાર કહેવા લાગ્યો અગન્યો તેના સામુ જોતો નથી અને પહાડના ઉપર પોતાની એક નજરથી ચાલ્યો જાય છે તેને પગે કેટલાએક અજગરો વીંટાઈ બેચે છે, તેના ઉપર પેલી લાકડી ફેરવે એટલે અજગરો નાશી જાય છે એમ ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી ચાલ્યા કર્યું અને પહાડના ઘોઘાટ યા વિચિત્ર ભૂતો કીંવા રાક્ષસો અથવા દેવો તેને અતિ દુખ આપતા તેને ન ગણતાં અગન્યો બે ધડક ચાલ્યો જતો તે વખતે એવુ કૌતક થયુ કે તેનો ભાઇ અસાધ તેની પછાડે આવી પોકાર પાડવા લાગ્યો કે ઓ મારા વ્હાલા અગન્યા તુ મને જગલમા મુકી એકલો ચાલ્યો આવ્યો તારી જુદાઇથી અમારૂ અતકરણ બળવા માડ્યુ; વળી આપણુ બન્ને ભાઈ કદી જુદા પડ્યા નથી શિકાર કરવા જોડે જતા તેમ આરામની વખતે પલગમા એકઠા સુતા, કદી પળ એક જુદા પડેલા નથી, તેને તુ એકાએક મુકી બેધડક ચાલ્યો જાય છે; પાછુ ફરી જોતો નથી અરેરે! નિરદય તને મારી દયા આવતી નથી. આપણે એક બાપના ફરજન છીએ તેને મુકી તુ ચાલ્યો જાય છે અરે અભાગીઆ મારો જીવ જશે, પાછળથી તને પસ્તાવો થશે એમ વારવાર કહેવા લાગ્યો તેના એવા શબ્દ સાભળી અગન્યો ભોળાઇને પાછુ ફરી જોવા ગયો તેવોજ પૃથ્વી ઉપર પડ્યો કે તરત પથ્થરનો બની ગયો, અને જગલ ધ્રુજવા લાગ્યુ એમ સાત દિવસ અને સાત રાત સુધી અસાધ પોતાના ભાઇની રાહ જોઇ બેશી રહ્યો કોઇ વખત બે નવાલા ખાતો અને જારબેજાર રડી પોતાના ભાઇને સભાળતો જ્યારે મુદતભર પોતાનો પ્યારો ભાઇ ન આવ્યો ત્યારે

અમારે એમ જાણ્યુ કે વહાલો અમન્ગો જુમમાતમા આ ન પડયો નહીંતો હરગેજ આવ્યા વિના ન રહે હવે હુ મારી વહાલી બેન બદ્રુમુ પાસે જઇ શુ મોઢુ દેખાડુ જેવા તેના હાલ તેવા મારા થશે યા ખુદાની મેહેરબાનીથી નચીરાનો મારા વહાલા ભાઇના વિજોગથી હુ મારૂ માથુ આ પાહડમા અફાળી મરીશ કીંવા ખુદા મેહેરબાન થઈ મારા ભાઇને અસલ સુરતે લાવી મારો મેળાપ કરાવશે તો ખુદાના શુકરાન કરી બન્ને ભાઇ પોતાની મુરાદ પુરી કરી અમારી વહાલી બેને જે વસ્તુઓ મગાવી છે તે લઈ ઘેર જઇશું અરે અરે અમન્ગો બાળક તે ભોળવાઇને તેણે પાછુ ફરી જોયુ હશે નોહુ હરગેજ છેતરાવાનો નથી, જ્યા સુધી મારી જીદગી રહેશે ત્યા સુધી હુ પાછુ ફરી જોનાર નથી અરે મારા જાનનુ રક્ષણ કરનાર લાકડી યા મોરો મારા ભાઇ પાસે રહ્યો, ઠીક ખુદા હકનાન છે ઓ આતશ બેહેરામ તુ મારી મદદે આવજે, તારા સિવાય મારૂ આ જગતમા કોઇ નથી જે મારો પ્યારો ભાઇ હતો તે હાથમાંથી ગયો એમ કહી પહાડ તરફ ચાલ્યો, તેને જોઇ પહાડ ગર્જવા માડયો, તેની ગર્જના આસમાનમાં ગઇ. વળી એવા શબ્દો થવા માડયા કે ઓ દુષ્ટ ચડાળ પાપી તને શરમ કેમ નથી કે હજુ અમારો પીછો મુકતો નથી, તારૂ ખાણુ ખરાબ થાય તને બસ્તે મુકે ઓ બેવકુફ ગધાડાના સરદાર તારો ભાઇ એમ થયો વળી તુ મરવાને માટે આવે છે તેના શબ્દોને ન ગણતા અસાધબે ધડક ચાલ્યો એટલે ભિન્ન ભિન્ન શબ્દ થવા માડયા. ફરીથી પકડો, મારો, વાઢો, કાપો, બાળો, ડુબાઓ, ડારો, અને આખોને આખો ગળી જાઓ એમ હોકારા વારંવાર થવા લાગ્યા વળી કેટલાએક ફાડી ખાનારા જાનવરોએ બીહીક લાગી તે જોઇ અસાધબે બાકળો થયો, તોય હિંમત હારતો

નથી પોતાના કદમ આગળ ખસેડતો જાય છે તેની પછવાડે ભુત હોકારા કરે છે, રાક્ષસો સુવરના મુડદા તેના ઉપર ફેંકે છે, રૂંધીરનો વરસાદ થવા માંડયો, ચુડેલો કળાહોળ કરવા લાગી, પહાડ ફાટવા માંડયો, ઘુડ પખી બોલવા માંડયુ, અરે પાપી તુ અમારી પછવાડે કેમ થયો અમે તારા બાપનુ ખાતાને અહીં રહ્યા નથી, આ પહાડ સેતાન બાદશાહનો છે, અહીં આ ઇન્સાનનુ કાંઇ લાગતુ નથી. અરે ઓ નાપાક તુ પાછો જા એમ શબ્દો થતા હતા તેની બીક ન રાખતા અમાધ બે ધડક ચાલ્યો જતો હતો તેણે પોતાના ભાઈ અમન્યાને પથ્થરનો બનેલો જોયો તે જોઇ જારબેજાર રડવા લાગ્યો. માથાના વાળ પીંખવા લાગ્યો વળી હીંમત લાવી મન સાથે કહેવા લાગ્યો કે ઓ અમાધ તુ ના હિમત ન થઇશ આ વખતે તારો બેલી કોઈ નથી, મારો ભાઇ બહાદુર હતો તે પથ્થરનો થઈ પડયો છે હવે મારે હિમત હારી નાદાન થવુ કામનુ નથી એમ મનનું સમાધાન કરી જુએ છે તો પેલા પીરમરદે આપેલો મહોરો યા લાકડી પડયા હતા તે અસાધે લીધા, અને પેલી લાકડી પોતાના માથા ઉપર રાખી તેથી ઉલ્કાપાત થતો બધ પડયો અને જગત ધુજવા લાગ્યુ પહાડ હાલવા માંડયો, અસાધ બેધડક ચાલવા લાગ્યો, તેની પછવાડે દરદ ભરેલા શબ્દ થવા માંડયા ઓ અસાધ મારા વહાલા ભાઈ અમન્યો કયા ગયો તુ કીંવા અમન્યો મને ખુખાર જંગલમાં મેલી ચાલ્યા ગયા અરેરે તારી બેનની તને દયા આવતી નથી, હુ તમારી પછવાડે જોગણ થઈ ફરૂ છુ, કેટલાએક દિવસ સુધી જંગલે જંગલ અને પહાડે પહાડ ફરી ખુદાએ આજ તમારો પત્તો મેળવ્યો, હવે તુ ઉભો રહે અને તારી વહાલી બેનને એક હોકારો દે, કેમકે આ પહાડમાં મને ડર લાગે છે. એમ અનેક શબ્દો બોલી ત

સાભળી અસાધને દયા આવી કે જેને માટે આટલી મુશીબત પડી છે તે બેન જારબેજાર રડે છે માટે તેને મારે બોલાવવી જોઇએ એમ મન સાથે વિચાર કરી પાછુ ફરી જોવા ગયો તેવોજ પૃથ્વી ઉપર પડયો કે તરત પથ્થરનો બની ગયો અરે વાચનાર બન્ને ભાઇ પથ્થરના બની જાદુના પહાડમા પડયા છે તે કોઇ જાણતુ નથી, કેમકે તેની વહાલી બેન બદુબુ તેની વારસ હતી તે સિવાય બીજુ કોઇ નહોતુ. તે પોતાના મહેલમા પોતાના ભાઇની રાહ જોઇ પોતાના દહાડા કાહતી અને તેની મુદત પુરી થઇ તોય ના આવ્યા એટલે પોતાના મન સાથે કહેવા લાગી કે ઓ વહાલા અસાધ યા અમન્યા તમારો વાયદો પુરો થયો, હજુ તમો ના આવ્યા અરેરે હુ પાપણી કેવી-કે જેણે પોતાના ભાઇને જગલમા કાઢી એકલી અહીં પડીછુ. હવે મારે તેની પછવાડે જવુ જોઇએ, એમ કહી તબેલામાંથી પાણી પથ્થો રેવત છોડયો અને તેના ઉપર સોનેરી હીરા માણેકથી જડેલુ સાજ માડયુ અને પોતે મરદનો પોશાક પેહેરી ખુબસુરત શહાજાદો બની તમામ હથીઆરો બાધ્યાં જર ઝવેરનો ખડીઓ ભરી ઘોડા ઉપર નાખ્યો કેમકે જર તગી અને મુશ્કેલી વખતે કામ લાગે, વળી હીરા માણેક મોતી મણીઓના હાર પેહેરી લીધા અને પોતાનાં મેહેલનુ રક્ષણ કરવા રખેવાળ વિશ્વાસુ ચાકરને મુકી ચાલતી થઇ તે રાત દહાડો ચાલી જાય છે એટલે તે ખુખાર જગલમા આવી પુગી જુએ છે તો અનેક ઝાડો હરીયાળીથી ભરપુર હતા ત્યાં આગળ એક સુસોભીત મેહલ હતો તેની નજીક નીર્મળ પાણીનો ચશમો હતો તેની આગળ બદુબુ સહેજાદી ઊતરી પોતાનો અસ્વ ઝાડને થડે બાધ્યો, અને પોતે નાહી ધોઇ પાક થઇ કસતી ફેરવી સુર્યની પૂજા કરી ખાણુ ખાધુ. એટલામા કેટલાએક દેવો

આવી તેને વીંટી લીધી, અને કહેવા લાગ્યા કે ઓ નાપાક તું કયાંથી આવે છે અને અમારા ચશમા ફીવારે કેમ પડયો છે? તેને બદ્રુણુએ જવાબ દીધો કે ઓ નાદાનો ઇન્સાન ઉપર દ્વેષ કરી તેને દુઃખ દેવા મશહુર થાઓછો એ કેવુ ખેદકારક છે તેને દેવોએ કહ્યુ કે આ જગ્યા અમારી છે અહીં જે ઇન્સાન આવે છે તેને અમો મારી નાખીએ છીએ; યા અમારા રાજા પાસે લેઈ જઇએ છીએ, આજે તુ અમને મળ્યો તો હવે અમારા રાજા પાસે ચાલ તેને બદ્રુણુએ કહ્યુ કે ઓ નાપાક તમારો રાજા કયાં આગળ રહે છે અને તેનુ નામ શુ છે, તેને દેવોએ કહ્યુ કે અમારો રાજા આ પહાડ ઉપર રહે છે અને તેનુ નામ અમર જાદુગર છે તે જે કોઇ ઇન્સાન આવે છે તેને અધારી ગારમાં (ભોંયરામા) પુરે છે અને લાગ પડે તેને શેકી ખાય છે તેના એવા શબ્દો સાભળી બદ્રુણુ બોલી કે ઓ હરામખોરો તમારો રાજા એવો ઘાતકી છે તેને આજ હું પરાજય કરવાનો છુ, એમ કહી દેવોના સામી ઇસમે આઝમ પઢવા માંડી તેથી દેવ બળવા માંડયા અને બુમારાણ પાડી નાસવા લાગ્યા તેના દરદભરેલા શબ્દો સાંભળી અમર જાદુગર પોતાનું જાદુ ફેંકવા માંડયો તેથી પથ્થરનો વરસાદ થવા લાગ્યો તેના સામી બદ્રુણુ આતશ બહેરામની બંદગી કરી ઇસમેઆઝમ પઢવા માંડી, તેથી પથ્થર તેને લાગતા નહોતા એમ સાત દહાડા અને સાત રાત સુધી દેવોએ તેને રોકી રાખી અને પથ્થરનો વરસાદ ઉપરા ઉપર કરવા માંડયો તેનુ રક્ષણ ખુદાએ કર્યું આસમાનમાથી અચાનક એક ફરસતો આવ્યો અને બદ્રુણુને કહેવા લાગ્યો કે ઓ પ્યારી બેટી એ નાદાન દેવો તને દુઃખ દેછે તેને તું આ લાકડી બતાવ તે જોઇ નાશી જશે, એમ કહી તેને સાત કાતળીની લાકડી આપી ફરસતો ગુમ થયો અને બદ્રુણુએ

દેવોને લાકડી બતાવી તેથી આતશના ભડકા થવા માંડયા અને દેવો બુમ પાડી નાશી ગયા તે પોતાના રાજા પાસે જઇ કહેવા લાગ્યા કે ઓ મારા મહેરબાન બાપ તારૂં જીદુ ચાલતુ નથી અને તે અમોને બાળી નાંખે છે તેના એવા શુકનો સાંભળી અમર જાદુગર પોતાનુ જાદુ ફે કતો ફે કતો બહુરુપી સામો આવ્યો તેને આવતો જોઈ બહુરુપીએ લાકડી બતાવી ઇસમે આજીજ પડવા માંડી તેથી જાદુગર બળવા લાગ્યો અને બુમ પાડી પોકાર કર્યો એટલે તેનો ગુરૂ લાલ જાદુગર આવ્યો અને પહાડ, પર્વત ફે કવા માંડયો, તે જોઇ બહુરુપીએ પીરમરદની આપેલી લાકડી સામી રાખી તેથી તલેરામાત પહાડો તેની ચારે બાજુએ પડવા માંડયા, તેનો કોટ બની ગયો. બહુરુપી અંદર ભરાઇ બેઠી તે ત્રણ દહાડા સુધી રહી તેને પેલે ફ-રુતે આવીને કહ્યું કે ઓ સહેજાદી તું આમ કેટલાએક દિવસ બેસી રહેશે વોળી તારો પાર આવવાનો નથી મે જે તને લાકડી આપી છે તે આ કોટમાં ઠોક તેથી કોટ જાદુનો બનેલો છે તે ઉડી જશે, અને તે નાહાન દેવોના સામી લાકડી લઇ દોડ તેથી બળીને નાશી જશે એવા તેના શુકનો સાંભળી બહુરુપીએ એમ કર્યું તેથી વલેશમાત જાદુથી બનેલો કોટ તૂટી ગયો, અને બહુરુપી દેવો સામી દોડી. તેને જોઈ જાદુગર બળવા માંડયો અને બૂમ પાડી સર્વે દેવ નાશી ગયા, અને બહુરુપીએ પોતાનો રસ્તો લીધો આગળ ચાલતાં એક ગબર આવી તેમાં બહુરુપી ઉતરીને જુએ છે તો મોટું મેદાન સાલગ પડયું આગળ ચાલતાં એક દેવાલય તેના જોવામાં આવ્યું, તે તરફ બહુરુપી ચાલી, તેને જોઇ રાક્ષસ સામો આવ્યો અને પોતાના મોઢામાથી આતસના ભોલા ઉડાડવા માંડયો સહેજાદીએ તેના ઉપર ખંજરનો ઘા કર્યો તે જોઈ રાક્ષસે દમ બેચ્યો તેથી બહુરુપી

તેના પેટમા ગઇ, અને જુએછે તો તેને અંધારૂ માલમ પડયુ, પણી પેટમાની ગરમી તથા ગંદકીથી હેરાન થઈ તે આસપાસ હોડવા માંડી અને અકળાઇને પોતાના હાથમાં કટાર લીધો તે જોરથી ભોંકવા લાગી તે વાગવાથી રાક્ષસ અકળાયો અને પોતાના ગન સાથે કહેવા લાગ્યો કે આ નવાલો એવો ખરાબ છે કે આખો જન્મારાનું ખાધેલુ બહાર નીકળશે, એમ કહી ઓકારી કરવા મંડે એટલામા બદ્રુનુએ તેનુ પેટ ચીરી નાખ્યુ તેથી લોહી અને પરુનો દરીયો બન્યો, તેમા બદ્રુનુ ડુબવા માંડી ઘડીએક પછી જુએ છે તો નદી તે ગગર નહી તે મેદાન તેને એક જાનાવર નજરે જોવામ આવ્યુ અને તે પકડવા જાયછે તેવુજ તે જાનવર બદ્રુનુને કમરથી પકડી બુલંદ પહાડ ઉપર લઈ ગયો, તેને મુકી જાનવર ગુમ થયું સહેજાદી વિસ્મય થઇ ખુદાના શુકરાન કરવા લાગી, એટલે પરીયોનુ ટોળુ આવ્યુ તેણે બદ્રુનુને જોઇ તેની તરફ આવીઓ અને તેને કહેવા લાગીઓ કે તુ કોણ છે અને આ જગ્યો ઉપર શા માટે આવ્યો છે, તેને સહેજાદીએ જવાબ દીધો કે મને ખુદા લાવ્યો છે મે આ પહાડ મારા જન્મારામા જોયો નથી તેને પરીઓએ કહ્યું કે અરે નાદાન તુ જાણતો નથી કે આ પહાડ પરીજાદનો છે અહીં જે ઇન્સાફ આવે છે તેને અમો બાળી નાખીએ છીએ પ તેને કાપીને ખઇ જઇએ છીએ, એમ કહી લાકડા એકઠા કરવા માડયાં અને બદ્રુનુની ચારે બાજુએ કોટ બનાવ્યો પછી અગ્ની ફુકી ચાલતી થઇ અગ્નીના છોતા ઉડવા માડયાં, બદ્રુનુએ પીરગરદની આપેલી લાકડી પોતાના માથા ઉપર ફેરવી તેથી અગ્ની તેની નજીક આવ્યો નહીં જ્યાં સુધી લાકડાં બળ્યા ત્યા સુધી અગ્નિના ભડકાં આસમાન સુધી ઉછળ્યા, જ્યારે બળીને શાંત થયુ ત્યારે સ

હેજાદી ત્યાંથી ચાલી આગળ જાય છે તો તેજ ટોળુ તેને મળ્યું તેણે કહ્યું કે ઓ ગધેડાના સરદાર બેનકુદ અમોએ ચાર દહાડા પહેલા તારા જેવા ખુબસુરત જુવાનને બાળી નાખ્યો હતો તુ ફરીથી ક્યાથી આવ્યો તેને સહેજાદીએ જવાબ દીધો કે અરે નાપાકો તમો એમ જાણોછો કે ચાર દહાડા પેહેલો એક જુવાનને બાળી મુકયો હતો વળી મને જોયો તે સર્વનું રક્ષણ આતશ બેહેરામ કરે છે, તમો ઇન્સાન ઉપર દોષ કરી ખુદાના ગુનેગાર થાઓ છો તેના એવા શુકનો સાભળી તેમાંની એક બોલી કે આને આપણે સમુદ્રમાં ફેંકો એટલે બલા દુર થાય બીજીએ કહ્યુ કે વધારે સારૂ તો એજ છે કે તેને આપણા રાજા પાસે લઇ જઇએ એમ કહી પરીઓએ બદ્રુબુને બાંધી પોતાની પીઠ ઉપર બેસાડી પરીઓના રાજા પાસે લઇ ગઇઓ, તેને જોઇ અભય પરીજાદ બેહદ ખુશી થયો અને કહેવા લાગ્યો કે ઓ ખુબ સુરતના જુવાન તુ શા માટે આટલી મુશીબત વેઠી આવ્યો છે તેને સેહેજાદીએ જવાબ દીધો કે ઓ મહેરબાન હુ મારૂ ઘરબાર છોડી જગલે જગલ અને પહાડે પહાડ ફરૂ છુ તો પણ મારા ભાઇ મારા જોવામાં આવતા નથી તેમ તે રસ્તો મને કોઇ બતાવતુ નથી, તેને પરીઓના રાજાએ કહ્યુ કે તારા ભાઇ શા માટે નીકળ્યા છે અને તુ ક્યા જવા માગે છે, તેને બદ્રુબુએ જવાબ દીધો કે મારા ભાઇ ગાતુ ઝાડ, બુલબુલ પક્ષી અને સોનાની હોજનુ પાણી લેવા જાદુથી બનેલા તલેશ માત પહાડ તરફ ગયા છે તેને પરીના રાજાએ કહ્યુ કે ઓ નાદાન એવુ તારે દુશ્મને બતાવેલુ તેથી તે બન્ને પથ્થરના બન્યા હશે, તે જગ્યો જુલમાત છે ત્યા અમાની કોમથી જવાતુ નથી તો ઇન્સાન શી રીતે જઇ શકે હવે તું તારૂ જાન બચાવી પાછો જા, તેને સેહેજાદીએ

કહ્યું કે જો કદી મારો જાન જશે તો ખુશ્બાન છે પણ હું મારા બા
પને જોયા વિના પાછી જનાર નથી તેને પરીઓના રાજાએ પોતા
ની પરીયોને હુકમ કીધો કે આને આપણી સરહદ સુધી મુકી આવો
પછી એની નજરમા આવે ત્યા જશે પરીઓએ પોતાની પીઠ ઉપર
બેસાડી સાત દહાડા અને સાત રાત ઉડયા કર્યું એટલે પેલી ગબ્બર
નો છેડો આવ્યો ત્યા બદુનુને મુકી ચાલતા થયા; બદુનુ જુએ છે
તો પોતાનો ઘોડો ઉભેલો છે તેના ઉપર સ્વાર થઇ આગળ ચાલી,
અને ઘોરો ઘણા દિવસનો ભુખ્યો હતો તે અડબડીમાં ખાઇ ની
ચે પડયો તેવાજ તેના પ્રાણ નીકળી ગયા બદુનુ અફસોસ કરવા
લાગી તેને એક ડોસો મળ્યો, તેને જોઇ બદુનુ પગે પડી એટલે બુ
જગર ડોસો તેના ઉપર રેમ વરસાવી કહેવા લાગ્યો કે ઓ ખુબ સુ
રતના જુવાન તું આ ખુખાર જગલમા કેમ ફરે છે, અહીં ફા
ડી ખાનારા જાનવરો યા રાક્ષસો ઘણા છે તે તારા જીવને જોખમ
મા લાવશે તેને સેહેજાદીએ કહ્યુ કે ઓ મેહેરબાન બાપ મારૂ
રક્ષણ તમારા જેવા પીરમરદો કરે છે અને વળી કરશે તેને ડોસા
એ એક મણી આપ્યો અને કહ્યું કે ઓ બેટા આ મણીમા એટલો
ગુણ છે કે અગ્નિથી બળીશ નહીં, પાણીમા ડુબીશ નહીં, ઝેરી જા
નવરોનુ ઝેર અસર કરશે નહીં, જાદુ યા મંત્ર તારા ઉપર ચાલશે
નહીં એમ કહી ડોસો ગુમ થયો, બદુનુ આસપાસ જોવા લાગી.
તેણે ડોસાને જોયો નહીં એટલે ખુદાના શુકરાન કરી કસતી ફેરવી
સૂર્યની બદગી કરી પોતાના મન સાથે કહેવા લાગી કે ખુદા સર્વનુ રક્ષ
ણ કરે છે, શેહેરમા યા જગલમા કીંવા પહાડમાં અથવા સમુદ્રમા જેણે
તેને મણી આપ્યો તે આતશ બેહેરામ પોતે હતા, તે પોતાનો બદો
જાણી તેના રક્ષણ માટે આપ્યો હતો, હવે બદુનુએ જાદુના ચમત્કારીક

પહાડ તરફ ચાલવા માંડયું, આગળ જતા એક ચસમો તેના જોવામા આવ્યો તેમા રૂધીર અને પાચ ભર્યું હતુ તે જોઇ આશ્ચર્ય થઇ આગળ ચાલી એટલે કેટલીએક ચુડેલોએ તેને વીંટી લીધી અને કહેવા લાગી કે આને શેકીને ખાઓ યા કાચો કાપી ખાઓ, એમ ભયાનક શબ્દ બોલવા માંડીઓ તેને પીરમરદે આપેલી લાકડી બતાવી ને જોઇ પોકાર કરી નાસવા માંડીઓ, તેની પછવાડે બદ્રુખુ દોડી અને તે પહાડ ઉપર ગઈ તેને જોઇ પહાડનો રાજા બડો ભુત આવ્યો, અને બદ્રુખુને પગે પકડી સમુદ્રમા ફેકી દીધી, તેને મગર ગળી ગયો, સહેજાદી જુએ છે તો પોતે મગરના પેટમા છે એમ ધારી હાથમા ખંજર લઈ ભોકવા માંડી, તે વાગવાથી તેના આતરડા તુટવા માંડયા તેથી મગર અકળાયો અને કીનારે આવી તેને કાઢી નાખી. બદ્રુખુ તેના પેટમાથી સમુદ્રની રેતીમા પડી, ઘડીએક હોશમા આવી જુએ છે તો પોતાના બદન ઉપરના કપડા ખરાબ થઇ ગએલા હતા તે સમુદ્રમા ધોવા લાગી તેને એક માછલી હાથે પકડી સમુદ્રમા લઇ ગઇ, અંદર જુએ છે તો ભભકાદાર દિવાનખાનાઓ, બાગ, બગીચા, હતા, તેમા બદ્રુખુને પોતાની રાણી પાસે લઇ ગઇ, તેને જોઈ સમુદ્રની રાણી પોખરાજ કહેવા લાગી કે એ ખુબ સુરતના જુવાન તુ કયાથી આવે છે તેને સહેજાદીએ જવાબ દીધો કે હુ ઇરાનથી આવુછું, અને મારો ઇરાદો જાદુના ચમત્કારી પહાડ તરફ જવાનો છે. તેને પોખરાજે કહ્યુ કે ઓ પ્યારા એ ખ્યાલ તારા મનમાથી કાઢી નાખ, કેમકે સગરકદનો રાજા અતિ બળવાન છે તેનાથી એ પહાડમા જવાતુ નથી તો તુ ઇન્સાન શી રીતે જશે તેને સેહેજાદીએ કહ્યુ કે જે ખુદા મને અહીં લાવ્યો છે તેજ પાર ઊતારશે, તેને સમુદ્રની રાણીએ કહ્યુ કે ઓ ખુબ

સુરતના જુવાન તુ મારી સેહેજાદી જોડે નેકા કરી અહીં રહે તેને બ-
હુરુએ કહ્યુ કે પોતાનુ કામ પાર પડયા વિના અલ્પ સુખને ઈચ્છી
બેશી રહેવુ એ નાદાનનુ કામ છે અરે ઓ પ્યારી રાણી મારૂ સ-
વં ખેદાન મેદાન થએલુ છે, વળી મારા ઘર બાર સુના મુકી હુ
જંગલે જંગલ અને પહાડે પહાડ ફરૂ છુ તો બી મારા બાઇની
ખબર મને મળતી નથી તેમ તે પહાડ કઇ તરફ છે અને કેટલો
દુર છે તે બરાબર ખબર મને કોઇ આપતું નથી તેને પોખરાજે
કહ્યું કે તારા ભાઇ જાદુના પહાડમા શા માટે ગયા છે તે બ્યાન
મારી આગળ વિગતવાર કહી બતાવ, હુ તારૂ રક્ષણ થાય એવો
રસ્તો બતાવુ તેને સેહેજાદીએ કહ્યું કે તે ગાતુ ઝાડ, બુલબુલ પં-
ક્ષી અને સોનાની હોજનુ પાણી લેવા ગયા છે તેને સમુદ્રની રાણી
એ કહ્યું કે ઓ પ્યારી તુ બહુબુ છે, અરે હુ તને અત્યાર સુધી
પુરૂષ જાણુતી હતી, હવે મારી પુર્ણ ખાતરી થઇ કે તુ પોતાના
ભાઇ અસાધ અને અમન્યા વાસ્તે નીકળી છે, મને પીગમરદે કહ્યુ હતુ
કે ઇરાનનો સહેજાદી એક વખત તારી પાસે આવસે તે દહાડો આજ
છે હવે મારી માગેલી મુરાદ પુરી થઈ ઓ મારી વહાની આ મારી
ખુબસુરત સેહેજાદી તારા ભાઇ અસાધ ને હુ બક્ષીશ આપી ચુ-
કી છુ, તુ તેનો પછવાડે જા, અને એ બન્ને પથ્થરના બનેલા છે
તેને અસલ સુરતમા લાવી પાછી આવ અરે પ્યારી એ પહાડ એ-
વો બીયાબાન છે કે જે માણુસ તેના ઉપર જતાં પાછુ ફરી
જુએ છે તે પથ્થરનુ બની જાય છે, તુ હરગેજ પાછુ ફરી ન જો
જે જો કદી તારા ભાઇ બન્ને એમ કહે કે ઓ મારી વહાલી બેન બહુ-
બુ અમો તારી પછવાડે હેરાન થઇ ફરીએ છીએ એમ અનેક કો-
તુક કરી કહેવા લાગે ને ખરૂ માની પાછુ ફરી જોઇશ ના, કેમકે

તે તશેશગાત શબ્દો થાયછે વળી જે ઘુડ પક્ષી છે તે પહાડનો રાજા છે તેને પીરમરદે પકડી પાજરામા ઘાલ્યો છે, એવા સમુદ્રની રાણીના શુકનો સાભળી સહેજાદી બોલી કે ઓ મારી વહાલી એ ઘુવડને પાજરામા ઘાલવાની પીરમરદને શી જરૂર હતી તેને સમુદ્રની રાણીએ કહ્યું કે ઓ પ્યારી એ પક્ષી નથી એતો વિકાળ કાળયવન રાક્ષસ છે તે જાદુના કામમા ઘણો હોશિયાર છે તેણે કેટલાએક ઇન્સાનો યા દેવો કીધા પરીજાદોને હેરાન કર્યા છે, વળી વસતા લોકો ઉપર તે ઘણો દ્વેશ રાખતો તેથી એના એવા હાલ કર્યા છે તોબી તેનુ જાદુ ફેકયા કરે છે, અને રાજકુમારો યા સોદાગરો વિગેરે જે તેના પહાડમા જાય છે તેને પથ્થરના બનાવી દે છે, માટે તુ સાવધ રહેજે અને એ પક્ષી નજદીક જઈ તેની બન્ને પાખો પકડી બાધી લેજે જ્યારે તારી મુરાદ પુરી થાય એટલે તેને જાનથી મારી નાખજે, તેથી તલેશમાત બધ પડશે એવા સમુદ્રની રાણીના શુકન સાભળી બદ્રુખુ સલામ કરી કહેવા લાગી કે ઓ મેહેરબાન બાનુ મને પાસે પૃથ્વી ઉપર મુકવાનો હુકમ કર એટલે હુ મારે રસ્તે પડુ સમુદ્રની રાણીએ પોતાની લોડીને હુકમ કર્યો કે આને જે જગ્યા ઉપરથી લાવી છે ત્યા મુકી આવ, એટલે લોડીએ માછલીનુ સ્વરૂપ લઇ બદ્રુખુને હાથે પકડી સમુદ્રના કિનારા પર મુકી ચાલી ગઈ, અને સહેજાદી વિચાર કરી ઝાડની નીચે બેઠી તેને કેટલાએક જીનોએ વીંટી લીધી તે જોઈ બદ્રુખુ પોતાના મન સાથે કહેવા લાગી કે વળી આ બલા કયાથી આવી એટલામાં તો જગલ ધ્રુજવા માડયુ, ઝાડ મુળમાથી પડવા લાગ્યા, પથ્થરનો વરસાદ થવા માડયો તે જોઇ પેલો મણી પૃથ્વી ઉપર નાખ્યો, તેના તેજથી જીન બેહોશ થઇ પોકાર કરી નાસવા માડયા. તેની પછવા-

કે બદ્રુબુ લાકડી લઇ દોડી તે જોઇ જીનો અગ્નીના ભડકા કરવા લાગ્યા અને હાડ, લોહી, પરૂ, વિષ્ટા વિગેરે ગદા પદાર્થો બદ્રુબુ ઉ-પર નાખવા ગાડયા તેથી સહેજાદી નાપાક થઇ પેલો મહોરો પો-તાના હાથમા રાખ્યો, જીનોનુ જોર વધવા ગાડયુ, બદ્રુબુ આમતે-મ જોવા લાગી તોપણ પાણીનો ચશમો તેણે જોયો નહીં તેથી અ-નહદ કષ્ટ પામી ખુદાના શુકરાન કરી પૃથ્વી ઉપર પડી, અને પેલો મણી પોતાના ગોગા રાખ્યો જીનોએ તેના ઉપર પથરા ફે-કવા માંડયા, તેથી પહાડની મીશાલે તેના ઉપર ઢગલો થયો. સહે-જાદી મણીના પ્રતાપથી ચગદાણી નહી, જેમ પર્વતમા ગુફા હોય તેમ બદ્રુબુની આસપાસ પથરા રહ્યા અને પોનાણુગા બદ્રુબુ પડી રહી, જીનોએ જોયુ તો તેની નજરે તે ન પડી એટલે જીનો ચાલ્યા ગયા અને આસમાનમાથી ગેબી શબ્દ નીકળ્યો કે ઓ સહેજાદી તું આ જગ્યો ઉપર કેટલાકાળ સુધી પડી રહેશે તોબી તારો પાર આ-વનાર નથી, તેમ પથરા દુર થનાર નથી તારી પાસે જે લાકડી છે તે ઠોક તેથી પથ્થર દુર થશે અને અહીંથી થોડે દુર ચશમો છે ત્યાં આગળ નાહી ધોઇ પાક થા એ ।। ગેબી શુકનો સાભળી સહે-જાદી હીંમતમા આવી તેણે પેલી લાકડી પથ્થરમા ઠોકવા માંડી તેથી પથ્થર દુર થયા બદ્રુબુ આગળ ચાલી એટલે ચશમો આવ્યો તેમાં નાહી પાક થઈ કસતી ફેરવી ખુદાની બદગી કરવા લાગી, અને ખાણુ ખાઇ ચાલવા માંડી. તે બુલદ પહાડ ઉપર ગઇ, જેની ટોચ આસમાનને લાગી હતી તેની શીખર ઉપર સહેજાદી સાત દહાડાને સાત રાતે પુગી, જુએ છે તો એક તરફ રેતીનો દરિઓ અને બીજી તરફ પાસિફીક મહાસાગર. એક તરફ ખુખાર જંગલ, અને ચોથી તરફ જુલગાતના પહાડો, જેમાંથી અગ્નિના ભડકા ઉડી આકાસને

ખાળતા હતા, વળી અનેક બીયાબ્યાન શબ્દો નીકળતા હતા વારં- વાર એમ થતું હતુ કે પકડો, વાઢો, મારો, કાપો, ફુંકો એને આં- ખોને આખો ગળી જાઓ એવા અનેક શબ્દો તેને કાને પડવા મા- ડ્યા તેથી બદ્રુખુ બીવા લાગી કે ઓ ખુદા તારી દુનિઆમા સેતા- નનુ ઘણુ જોર છે તે ઇન્સાનને અતિ દુખ આપે છે ઓ આતસ બેહેરામ મારી વારે તુ થડજે, તારા વિના બીજો મારો બેલી નથી એમ કહી કસતી ફેરવી બદ્રુખુ ફરી એટલે એક ડોસો તેની નજરે પડ્યો તે પીરમરદ લાખો વરસનો હતો, જેની આખોની પાપણો ગરમીને અડી હતી, માથાના ને આખા શરીરના વાળ સફેદ હતા અને તેની લાલચટક આખો હતી હાથમા મુગદળ પકડ્યો હતો એવા પાક અને પરહેજગાર પુરૂષને જોઇ બદ્રુખુ તેના પગમાં પડી કહેવા લાગી કે ઓ મેહેરબાન બાપ આ વેળા તુ મારૂ રક્ષણ કર કેમકે મારે જુલમાતના પહાડોમા જવુ છે તો તારા જેવા બાપની મદદ જોઇએ, ડોસાએ તેને હિંમત આપી કહ્યુ ઓ મારી પ્યારી બેટી તુ બેધડક રહે, તારી રક્ષાને માટે બેહેરામે મને મોકલ્યો છે જા તુ આ મુગદળ ઉપર બેશ એટલે તે ઉડશે અને તને જુલમા- તના પહાડમા મુકી પાછો આવશે વળી બેટા તને શીખામણ આ- પુંછું કે તુ હરગેજ પાછુ ફરી જોઇશ નહીં તેને બદ્રુએ સલામ કરી મુગદળ ઉપર બેઠી પીરમરદે બેહેરામનુ નામ દઇ ધોકા માર્યો તેવો- જ મુગદળ આકાશ માર્ગે ચાલ્યો; તે જુલમાતના પહાડની તળેટીમાં ગયો અને સહેજાદી હેઠી ઉતરી જુએ છે તો પોતાના ભાઇના કપ- ડા ઝાડની ડાળીએ બાધેલા હતાં તેને જોઇ બદ્રુખુ જારબેજાર રડવા લાગી, અને માથાના વાળ પીંખવા માડી પેલો મુગદળ પીરમરદ પાસે ગયો તેને બદ્રાએ પુછ્યુ કે ઓ મુગદળ સહેજાદી ખુશીમાં છે.

તેને મુગદળે જવાબ દીધો કે સહેજાદી બારબેબાર રડે છે અને પોતાના બાલ ચીંખે છે અને હાય પોકારી પોતાનું મુસ્તક ઝાડના થડ સાથે અફળાવે છે, મુગદળના એવા શુકનો સાભળી પીરમરદ આકાશ માર્ગે ચાલ્યા તે પહોર એકમા તેની પાસે ગયા અને અતરીક્ષથી કહેવા લાગ્યા કે ઓ મારી બેટી તુ આ ઝાડ નીચે રહીને તારૂ જીગર ફેકીને લખો વરસ પડી રહેશે તોબી તારો પાર આવનાર નથી. તુ જે કામને સારૂ આવી છે તે કામ જલદી કર. અમો પરહેજગાર પુરૂષથી નાપાકના પહાડમાં અવાય નહીં થા ઘડીએક ઉભુની રહેવાય નહીં માટે જલદો કર, અને તારા વહાલા ભાઇને ઊંઘમાથી ઉઠાડ. વળી કેટલાએક સહેજાદાઓ કીંવા સોદાગરો અથવા વેપારીઓ બેહાલ પથ્થરના બની પડયા છે તેને અસલ સુરતે લાવ, જેથી તારૂ કલ્યાણ ખુદા કરશે વળી તારી નામના જુગો જુગ કાયમ રહેશે એવા પીરમરદના શુકન સાભળી સહેજાદી હિમતમા આવી પોતાના કદમ પહાડ તરફ ફેરવ્યા એટલે પીરમરદ ગુમ થયો સહેજાદી પહાડ તરફ ચાલી તેથી હોકારા થવા મંડયા તોડો, કચરો, કાપો, વાઢો, બાળો, તેને ફુંકો, અરે ઓ બેઇમાન લુચ્ચી તને લાજ કેમ નથી કે ચડાળણી તુ અમારી પછવાડે લાગી છે, જાણતી નથી કે તારા બન્ને ભાઈ બેહાલ થઇ પડયા છે તેમ તારા બે હાલ થશે, એમ વારવાર વિચિત્ર પ્રકારે શબ્દો થવા માંડયા અને આતશના ભડકા આકાશ સુધી ઉડવા માડયા, બાજુએ બેધડકે ચાલવા માડી તેથી કેટલાએક અજગરો તેને પ્રેમે વીંટાઇ વળ્યા તેને પેલી પીરમરદે આપેલી લાકડી અડાડી બાળી નાખ્યા એમ કતોહળ અનેક વિઘ્ન થવા માડયા, કેટલાએક રૂંડમુંડ તેના પગમા અથડાતા, કેટલા માથા વિનાના તાડની પેઠે ઉભા

મા સીરીઓ લય દોડમ દોડ કરતા કેટલાએક જુનો તેને વીંટી તેનુ માંમ તોડવાનો ઇરાદો રાખવા તેને બદ્રુમુએ મણી બતાવ્યો તે જોઈ પોકાર કરવા માડયા, પહાડ ફાટવા માડયો, જગલ ધુજવા માડયુ, ચોતરફથી અગ્નિ થવા માડયો, રાક્ષસો યા જાદુગર પોકાર કરવા લાગ્યા, દિશાઓ ક્ષીણ પડી બદ્રુમુ પહાડમા સગાઇ ગઈ અને પહાડ બંધ થયો આકાશમાથી શબ્દ થયો કે ઓ બદ્રુમુ હિમત રાખી પેલો મણી પૃથ્વી ઉપર નાખ નહીં તો જુલમાતના પહાડમા ચગદાઇને પથ્થર બની જશે એવા શુકનો સાભળી સહેજાદીએ મણી ફેકી દીધો તેથીજ પહાડની સપાટી ઉપર પોતે આવીને જુએ છે તો સઘળા જુલમાતો સેનાનો પોકાર કરે છે સાહેજાદી એક નજરથી ચાલવા માડી, તલેશમાત પહાડમા ફરીથી શબ્દ થવા માડયા પકડો, વાઢો, કાપો, છુદો, મારો, બાળો એને કાપીને ખાઇ જાઓ યા આખીને આખી ગળો એમ ચોતરફથી પોકાર થવા લાગ્યા અને પથ્થરનો વરસાદ કરવા માડયા સહેજાદી બેધડક ચાલી જાય છે તેણે પોતાના ભાઇ અગન્યાને પથ્થરનો બનેલો જોયો, તેના સામુ જોઇ ગળગળી થઇ રડવા માડી વળી પોતાના મન સાથે કહેવા લાગી કે ઓ બદ્રુમુ તુ આ કષ્ટને વિશે પોતાના ભાઇને જુલમાતમાં પડેલો જોઇ રડશે તો તારા બી હાલ એવા થશે એમ આસાધને બી જોયો અને આગળ ચાલી ઘુવડ પક્ષી પોકાર કરવા લાગ્યો ઓ પાપણી, ચડાળણી, દુષ્ટા સુવરના પેટની તને શરમ કેમ નથી કે તુ બે ધડક ચાલી આવે છે. અરે રડી તારા બાપનુ અમારે છ બદામનુ દેવુ નથી કે કરજ લેવા તુ આવે છે અમો અમારા પહાડમાં રહી સુખ ભોગવીએ છીએ તેને દુખમા નાખવા તુ પાપણી ક્યાથી આવી. સહેજાદી સપાટા બધ ચાલવા માંડી તે સાત દહાડા

અને સાત રાત સુધી નહીં પાણી, અનાજ ફક્ત ભુંજેલી માછલી અને મુરઘોના ઈંડા કીંવા બીસ્કુટ ખાતી, તે પેલા ધુવડના પાજરા નજદીક ગઇ તેની અને પાખો પકડી તોડાવની આખી, ધુવડ પક્ષી તેને આધીન થઇ કહેવા લાગ્યો કે ઓ ઇરાનની સહેજાદી તુ મને જીવતદાન દે તારે જે જોઇએ તે આપુ સહેજાદીએ કહ્યુ કે ગાતુ ઝાડ, બુલબુલ પક્ષી અને સોનાની હોજનુ પાણી, અમીનો કુપો એ ચાર વસ્તુ લેવા હુ તારી પાસે આવી છુ, જો તે નહી આપે તો તારો જીવ જઇશ અને તારા પહાડની માલીક થઇ અહીં રહીશ એમ કહી પક્ષીની પાખો તોડવા માંડી. પક્ષી પોકાર કરવા લાગ્યો અને તેને ગાતુ ઝાડ બુલબુલ પક્ષી, સોનાની હોજનું પાણી અને અમૃતનો કુપો એ ચાર વસ્તુ આપી કહેવા લાગ્યો કે ઓ મેહેરબાન મારા ઉપર મેહેરબાની કરી તુ અહીંથી જા. બદુરુએ હાથમા પાજરૂ લેઇ પોતાના ભાઇતરફ ચાલી, તેણે તેના ઉપર અમૃત છાટ્યુ તેથી આળસ મરડી બેઠા થયા અને પોતાની બેનને જોઇ બેહદ ખુશીના દરીયાનમાં ગરક થઇ તેને કોટી કરી ચુમન લઇ કહેવા લાગ્યા કે ઓ મારી વહાલી બેન તારા પ્રતાપથી અમો જીવતા થયા સહેજાદીએ કહ્યુ કે ખુદા સર્વનુ સારૂ કરશે પેલા ધુવડની પાંખો તોડી નાખી પહાડમા પોકાર થવા માંડ્યા પથ્થરનો વરસાદ વરસવા લાગ્યો, તે જોઇ સહેજાદીને રીસ ચડી તેથી તેણે ધુવડની ગરદન તોડી નાખી તેના પેટમાથી અગ્નિ પેદા થયો તેથી પહાડ સળગી ઉઠ્યો, તેના છોલા આકાશમાં જવા માંડ્યાં બદુરુએ મણી પૃથ્વી ઉપર નાખ્યો અને પીરમરદે આની લાકડી પોતાના માથા ઉપર ફેરવવા માડી તેથી તોફાન શાંત થયુ જાદુગર ધુવડ બનેલો હતો તેનું ઘાસ શેકીને બદુરુએ યા આસાપે કીંવા અગન્યાએ ખાધુ, તેથી તેના જેવા ચમતકારીક બન્યા, અને પેલી પાંખો અગન્યાએ બાંધી

પોતાની બેન યા ભાઇને પીઠ ઉપર બેસાડી ઉડવા માંડયો, તે થોડે દહાડે ઇરાનમા આવ્યો અને પોતાના મેહેલમા ગયો, તેને જોઇ ચાકર નફર અનહદ ખુસી થયા પોતાની બેનની માગેલી મુરાદ પુરી થઇ તેથી ત્રણે જણ અનહદ ખુસી થઇ ખાનપાન કરે છે હવે સહેજાદી બદ્રુખુ ઉમર લાયક થઇ અને બન્ને ભાઇ પણ ઉમર લાયક થયા; તે હમેશની પેઠે સિકાર કરવા માંડયા તેને ઇરાનના બાદશાહ જહાગીરે જોયા તે ખુબસુરત જુવાનને જોઇ બેહદ ખુશીના દરીયામાં ગરક થયો અને પોતાના મન સાથે કહેવા લાગ્યો કે ઓ આતશ બેહેરામ આવા ખુબસુરત સહેજાદા મને આપ્યા હોતતો મારા નસીબનો પાર નહોતો, એમ કહી અસાધ અને અગન્યા પાસે આવ્યો તેને જોઇ બન્ને ભાઇઓએ અદબથી સલામ કરી કહેવા લાગ્યા કે ઓ મેહેરબાન બાપ આ જંગલમા એકલો તું શા માટે ફરેછે, તેને જહાગીર બાદશાહે કહ્યુ કે ઓ પ્યારા બેટાઓ હું શીકારને માટે ત્રણ દહાડાથી નિકળ્યો છુ તે સિપાઇ યા ચાકરથી જુદો પડી જંગલે જંગલ અને પહાડે પહાડ ફરૂછું તોબી શિકાર મારા હાથમા ન આવ્યો ખુદાએ મેહેરબાની કરી કે તમે ખુબસુરત સહેજાદા મને મળ્યા, હવે હુ મારી પછવાડે ઇરાનની ગાદીના વારસ તમને કરવાનો છુ વળી મારી ખુબસુરત બેટી છે તે તનેજ આપી ચુકયો છુ તેને અસાધે કહ્યુ કે ઓ મેહેરબાન તારી અમારા ઉપર રેમ હશે ના અમો ઇરાનની ગાદી કરતા અધીક માનીશુ તેને બાદશાહે કહ્યુ કે ઓ પ્યારાઓ જલદી કરો અને તમો તેહરાન ચાલો, તેને અસાધે કહ્યુ કે ઓ મેહેરબાન બાપ પહેલા આ તારા ફરજનનો મેહેલ નજદીક છે તેનો ટુકડો ખાઇ એશ આરામ કરી તેહેરાન જઇશું તેનો એવો આગ્રહ જોઇ બાદશાહ તેની સાથે મેહેલમા ગયો તેને

આવને જોઈ બકુલુ ખુશી થઈ અને નફરને હુકમ કીધો કે શેહેજ- તહાર ખાણુ તૈયાર કરો અને મીઠા પાણીની માછવી પકાવો, કેમકે બાદસાહ ખાણુ ખાવા આવ્યા છે. હવે બાદશાહ જેવો દિવાનખાના- મા પેઠો એટલે બકુલુ સામી આવી અને શાહનો હાથ પકડી ક હેવા લાગી કે ઓ મેહેરબાન બાપ ત આજ અમારા ઉપર મેહેરબા ની કરી અમારૂ ઘર પાવન કર્યું તેને બાદશાહે ચુમન લઈ માથ ના વાળ સુધી રેમ વરસાવી તખ્તપર બેઠો અસાધ બા અમને બન્ને ભાઈ તખ્તને બુચ્છો દઇ સામા ખુરશી ઉપર બેઠા બકુલુએ ગાતુ ઝાડ અને બુલબુલ પક્ષી લાવીને બાદશાહની નજદીક મુક્યા અને સોનાના હોજનો ફુવારો છોડયો તેથી સોનાનુ પાણી ઉછળ માંડયુ અને આસપાસના ઝાડો કીંવા ફુલો સોનાની પેઠે કિરણો ક રવા લાગ્યા, ઝાડ ગાયન કરવા માંડયુ, બુલબુલ પક્ષી તેના અર્થ ક રી બાદશાહને કહેવા લાગ્યો કે ઓ ઇરાનના બાદશાહ તારા ફરજ આગળ ગાતુ ઝાડ, સોનાની હોઝનુ પાણી અને હુ બુલબુલ પક્ષી છુ, બાદશાહ અચરત થઇ કહેવા લાગ્યો કે અરે નાદાન ઝાડ તે કઈ ગાતુ હશે તેને બુલબુલ પક્ષીએ કહ્યુ કે ઓ હેવાન બાદશાહની બે ગમને કુતરા કદી આવતા હશે, તેને બાદશાહે કહ્યુ, ઓ ગધેડા- રાજા હોજનુ પાણી કદી સોનાનુ ન થાય તેને બુલબુલ પક્ષીએ કહ્યું ઓ કુત્તા બાદશાહની રાણી કાચુ ઘાસ અને સુકી રોટી કદી ખાય તેને શાહે કહ્યુ, ઓ ગડુ બુલબુલ પક્ષી ખુદાની કરામા તે આવતુ નથી તેને બુલબુલ પક્ષીએ કહ્યું કે ઓ દિવાના તા' સહેજાદા તારી સામા બેઠા છે તેમ તારી સહેજાદી તારે માટે ખ ણાની રકાબીઓ લઇ આવે છે તેને તુ ઓળખ અરે ઓ બેવકુ ફ આ તારા ફરજન છે જે રાણીને તેં કેદમા નાખી છે તેના પેટ-

આ બે સેહેજાદા યા એક સેહેજાદી છે તે મલીકાની બેન ફુલજરીનપુસે દગો કરી તને કુતરાં બતાવી આ નિરદોષ બાળકને જંગલમાં મુક્યા હતા તેને જન્મ આપનાર ખુદા હતો તેણે તેનું રક્ષણ કર્યું અને આ તારો વજીર તેને તળાવ ઉપરથી લાવ્યો તેણે ઉછેરી મોટા કર્યાં, આજે તું મેહેરબાન બાપ મળ્યો તેથી તેની મુરાદ પુરી થશે તેના એવા શુકનો સાંભળી બાદશાહ ખુશીના દરીયાવમાં ગરક થયો અને પોતાના ફરજનને બચ્ચી લઈ પોતાની પાસે બેસાડયા, ખાણું ખાધું, અને ગુલામને હુકમ કીધો કે તું તેહરાન જા અને સેનાધિપતિ યા વજીર કીંવા દીવાનને આ હુકમ આપજે તેના હાથમાંથી કાગળ લઇ તેહરાન ગયો અને વજીરને કાગળ આપ્યો. વજીરે પત્ર વાંચી સેનાધિપતિને હુકમ કર્યો એટલે ફોજ લઇ સામા ગયા અને સેહેજાદા યા સેહેજાદીને હાથી ઉપર બેસાડી ગાજતે વાજતે રાજમેહેલમાં આવ્યાં અને પેલી રાણી કેદમાં હતી તેને બહાર કાઢી નવડાવી ધોવડાવી બાદશાહ લેબાસ પહેરાવી પોતાના ફરજન પાસે લાવ્યા તેને જોઈ અસાધ અને અમન્યો કીંવા બદ્રુખ્યુ સહેજાદીના હરખનો પારજ રહ્યો નહીં. તે ખુશીના દરીયાવમાં ગરક થયાં બાદશાહે પોતાની બીજી હરમની સેહેજાદી અમન્યા જોડે પરણાવી અને સમરકંદના રાજાની છોકરીના લગ્ન અસાધની જોડે કર્યાં તેમ બદ્રુખ્યુ સહેજાદીને વજીરજાદાની જોડે પરણાવી એમ એશ આરામ અને ખુશીખુશીથી પોતાની જીંદગી ગુજારી ખુદા સર્વનું રક્ષણ કરનાર છે, આતસબહેરામ સર્વનો સાક્ષી છે એકવાર બાગી દેવકી જે.



# જાહેર ખબર.

અમારે ત્યાંથી હરેક જાતના ગુજરાતી કીંવા બાળબોધી વા સંસ્કૃત તથા તરજુમા વિગેરે પુસ્તકો ઘણા સુંદર અને સસ્તા આપવામાં આવશે સામટી નકલ ખરીદ કરનારની પાસેથી યોગ્ય ભાવ લેવામા આવશે તે સિવાય અમારા બનાવેલા પુસ્તકો નીચે મુજબ —તથા કાવ્યદોહન ભાગ ૫ મો અમારે ત્યાંથી મળશે.

| | |
|---|---|
| માન મુસાફરી | જાલંધરની કથા |
| ગોકળશાના રમુજી ફકરા | અસાધ અને અમન્યાની વાર્તા |
| રાહખેંગાર અને રાણકદેવી. | બેહેરામ અને અમરસીંહની વાર્તા |
| ગચ્છભેદ ગદ્યમાં. | સુરેખાહરણ ગદ્યમા. |

અરે વાચનારાઓ આ અમારી બનાવેલી ચોપડીઓ વાંચો અને સાવધ થાઓ. જેમા હાસ્યરસ કીંવા વીરરસ વા કરૂણારસથી ભરપુર છે નીચે લખેલા સરનામાથી મળશે.

પા. બાપુજી ગોકળદાસ. ઠેકાણું આર્યોદય પ્રેસ.
શા. મનસુખ જગજીવન ઠેકાણું માંડવીની પોળ
નવે શેઠની પોળમાં તથા છગનલાલ કુબેરદાસ.
લાલાભાઇની પોળ.
વઢવાણ. સુખલજી પ્રેમજી પાસેથી.